# શીવ કીરતનાવળી.



છોટમકૃત.

પ્રસિદ્ધ કરનાર

ત્રવાડી વઈજનાથ દુલવરાંમ તથા મંછાશંકર

દુલવરાંમ નાગર સાહોદરા નડીયાદના



નડીયાદ મધ્યે

ડભાણભાગોળે કુંભારપોળમાં

મે. સુરજરાંમ નથુલાલે પોતાનાછાપખાનામાં છાપી.



સંવત ૧૯૪૧—સને૧૮૮૫.

કિંમત રૂ૦-૮-૦

# जाहेर खबर.

આ ચોપડી જે સદગ્રહસ્થોને જોઇતી હોય તેમણે નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મંગાવી લેવી બ હાર ગાંમના લોકોએ વધુમાં ટપાલ ખરચ મોકલવું

નડીઆદમાં—ત્રવાડી વઇજનાથ દુલવરાંમની પા સેથી ઠે૦ નાગરવાડામાં

અમદાવાદ ખાડીઆમાં શોભારામ સુરતીની પોલ માં મંછાશંકર દુલવરામ પાસેથી મલશે

સુણાવ—ત્રવાડી વઇજનાથ પોતે પ્રસિદ્ધ કરનાર પા શેથી

## અનુક્રમણિકા.

## શ્રીગણેશાયનમાંઃ ॥ શ્રીગુરૂભ્યોનમાંઃ ॥ અથ પદ રાગ કલ્યાણ ચોતાળ ॥

મંગળરૂપમહેશભવાંની ॥ નામસમરતાંપાતકનાસે ॥ આસુતોષઅતિઅઢળકદાંની ॥ મંગળ ॥૧॥ સીદ્ધમુનીદ્રસુરેશ્વરવંદે ॥ શેવેવશીષ્ટસમાવિજ્ઞાંની ॥ દેવસકળનેદાઝતા દેખી ॥ પીધુગરલનિલેકંઠનિશાંની ॥મં૦॥૨॥ સૂખસંપતિસદાશીવઆપે ॥ વેદવચનસેવુસતમાંની ॥ મં૦ ॥૩॥ છોટમનીત્યસદાશીવશેવે ॥ લોકરેકોટીકકલેશનીહાંની ॥મંગલરૂપમહેશભવાંની ॥ ૪ ॥

### રાગ ગરબી.

વીશ્વનાથ વૈરાટ તણોછે આત્મા ॥ અંગો અંગેધારચા લોક અનંતજો ॥ નખશીખ સૂધી ધારે જે નર ધ્યાનમાં ॥ તે જન જુગમાં થાશે મહા મહંતજો ॥ વિશ્વનાથ વૈરાટ તણોછે આત્મા ॥૧॥ પગને ઠાંમે ધારચાં સાત પતાલછે ॥ સત્ત લોકમાં રાજે જેનું શીશજો ॥ નેત્ર દીવાકર જટા ઘટા ઘન માલછે ॥ જકત ચરાચર ધારેછે જુગદીશજો ॥ વી૦ ॥૨॥ કરણ દીશાપતિ ના સાચેછે અશ્વની ॥ મુખ પાવકને વરૂણ જીભ્યાયે વાસજો ॥ દંત તણે ઠાંમે તો જમના દુત છે ॥ વિજલી તો છે વિશ્વેશ્વરનૂ હાસજો ॥વિ૦॥૩॥ ઉપજાવે પાળેને વળી પ્રલે કરે ॥ એ ઇશ્વરનો જાણો ભ્રગુટી વિલાસજો ॥ દીવસ રજની નેત્ર તણી પળ જાંણીયે ॥ સરવેશ્વરછે પોતે સ્વયં પ્રકાશજો ॥વિ૦॥૪॥ વાણી તો શંકરની ચ્યારે વેદછે ॥ મનને ઠાંમે રહે નિરંતર ચંદ્રજો ॥ બુદ્ધિ બ્રહ્મા રૂદ્ર દેવ અહંકાર

છે ॥ ચિત્ત વિષ્ણુને હાથ જાંણીયે ઇંદ્રજો ॥વિ૦॥ ૫ ॥
અસ્તી શૈલને ઉદર સમુદ્ર વખાંણીયે ॥ શરીતાયો તે
જાંણો છે નસ જાલ્યજો ॥ ભાર અરાઠ વનસપતિ છે રો
માવલી ॥ તારા ગણતો પુષ્પ તણી છે માળજો ॥ વિ૦
૬॥ ઉપસ્થનેઠાંમેરેદેવપ્રજાપતિ ॥ પાયુસ્થાનકરેછેજમનો
રાયજો ॥ નખને ઠાંમે નિરમેલા પંખી પશુ ॥ અનંત ઉ
પજે અનંત માંહી સમાયજો ॥વિ૦ ૭॥ એવું અદભુત
ધ્યાન નીરંતર જેધરે ॥ કોટી જનમનાં પાતક પ્રલે થાય
જો ॥ ભુકિતને મુકિત તો તેનરને મળે ॥ જન છોટમ
એ શંકરના જસ ગાયજો ॥ વિશ્વનાથ વૈરાટ તણોછેઆ
તમા ॥૮॥

પદ ૨ રાગ ઉપરનો

શીધ્ર શંકરનુ ધ્યાન રૂદયમાં ધારીયે ॥ ઇશ્વર તો છે
દેવ તણો મહાદેવજો ॥ સાસેને ઉસાસે એને સાધીએ ॥
જેની સરવે કરે સુરાસૂર શેવજો ॥ શંકરનુ ધ્યાન રૂદય
માં ધારીયે ॥૧॥ ધ્યાંન થકી પાતક સઉ ધોવાયછે ॥
અંતરનુ અંધારૂ અળગુ થાયજો ॥ સ્વરૂપતો ભાસેરે સા
ચા શીવનુ ॥ જેના જસને નીગમ નીરંતર ગાયજો ॥
શંકરનુ૦ ॥૨॥ શીવસમો દેવ નથી સંસારમાં ॥ જનમ
જનમનો સંગી પરમ ક્રૃપાલજો ॥ ગરભવીશે એપાલેછે
પ્રીત્યેકરી ॥ સદા કરેછે શેવકની સંભાલજો ॥ શંકરનૂ૦
॥૩॥ રીધીને સીધીના શીવ દાતારછે ॥ વલી આપેછે
ભવના સઘલા ભોગજો ॥ કંચનના સરખીરે શુભ કા-
યા કરે ॥ રગરગમાંથી ટાલે સઘલા રોગજો॥ શંકરનુ૦
॥૪॥ રાવણને બાંણાસુર બલીયા થયા ॥ તે પાંમેલા શ

કર તણો પ્રસાદજો ॥ વિષ્ણુના દ્રોહ થકી મારચા ગયાં ॥ મુકી જેણે ધર્મતણી મુરજાદજો ॥ શંકરનૂ૦ ॥૫॥ શીવભકિત કરીએજો સાચા ભાવથી ॥ તન મનથી તો રે હેવુ પરમ પવિત્રજો ॥ જન છોટમનો સ્વામી રીઝે સ્નેહથી ॥ જીવ સરવને માંનીલેવા મીત્રજો ॥ શંકરનુધ્યાન રૂદયમાં ધારીયે ॥ ૬ ॥

પદ ૩.

અપાર મહીમાછે મોટો મહાદેવનો ॥ સદા કરેછે નીજ શેવકની સહાયજો ॥ આનંદ તો આપેછે શંકર અતી ઘણો ॥ માહાદેવ ભજતાં મનવાંછીત ફલ થાયજો॥અપાર૦ ॥૧॥ કૌરવને પાંડવનુ જુધ જ્યારે થયુ ॥ અસ્વસ્થામા કરી અતીશે ક્રોધજો ॥ અપાંડવી પ્રથ્વી કરવાને આદરી ॥ અરજુન સામો થયો જોરાવર જોધજો ॥ અપાર૦ ॥૨॥ અસ્ત્રોને શસ્ત્રો તો મુકયાં અતીઘણાં ॥ તેથી પાંડવ સૈન હણાયુ સર્વજો ॥ પાંચે પાંડવ તેતો કોય મુવા નહીં ॥ ભંગ પ્રતીજ્ઞા થતાં ઉતરયો ગર્વજો ॥ અપાર૦ ॥૩॥ ધનૂરવેદને ગુરૂસુધાં ધીક્કારતો ॥ રથછોડીને નાઠો માહાવન માંયજો ॥ મારગમાં મલીઆરે માહામુનીવ્યાસજી ॥ તેમુનીવરનેકેવાલાગ્યાત્યાંયજો॥અપા૦ ॥૪॥ ઓ બ્રહ્મણ તુધનુરવેદ ધીકાર ધીકારમાં ॥ અરજુન કેશવ નરનારાયણ દેહજો ॥ શંકરને શેવ્યાછે અતીશે એમણે ॥ અફલ કરેછે તારાંઅસ્ત્રો એહજો॥અપાર૦૫॥ ત્રીસુલપાંણી અરજુનના રથઆગલે ॥ મીથ્યા કરી નાંખેછે તમારા મંત્રજો॥ કહે છોટમ શીવ મહીમા મુનીવ્યાસે કહ્યો ॥ શીવભકિતથી પાંડવ થયા સ્વતંત્રજો ॥

અપાર મહીમાછે મોટો માહાદેવનો ॥ ૬ ॥

રાગ ગરબી ચાહ્ય પ્રે૨.

શીવભજન થકી કોટી જનમનાં પાતક પ્રલે થાયછે॥ સુખસરવ મળે અંતસમે તે અમર લોકમાં જાયછે ॥ ટેક જે શીવ શીવ શીવ ભજશે ભાવે ॥ તેને ભવનાં સંકટ નહીઆવે ॥ તે શરવથકી સમરથ કાવે ॥ શીવભજન૰ ॥૧॥ જે પંચાક્ષરનો જાપકરે ॥ તે નરના ત્રીવીધી તાપ હરે ॥ વળી અણીમાદીક સહુ શીધીવરે ॥ શીવભજન ॥૨॥ પરનીંદા પરપંચ ત્યાગીછે ॥ જે ઇશ્વર પદ અનુરાગીછે ॥ તેજન જુગમાં બડભાગીછે ॥ શીવભજન૰॥૩॥ જે શંકર ચરણ ઉપાશી છે તેને કોટી ગયાને કાશીછે ॥ કહેછોટમ તે સુખરાશીછે ॥ શીવભજન થકી કોટી જનમનાં પાતક પ્રલે થાયછે ॥૪॥

રાગ ઉપરનો પદ ૫

તનતરૂવરમાં જીવ શીવ બેહંસો કેરો વાસછે ॥ એક ફલભોગી ॥ એક કરમફલ દાતા આપ ઉદાશછે ॥ ફલ ભોકતા તે તરૂ રૂપથયો ॥ નીજસંગી સખાને ભુલીગયો ॥ તે જડઅભીમાને જાય વહયો ॥ તનતરૂ. ॥૧॥ જીવસંસારી સૂખનેધાયો ॥ તેને મીથ્યા માયાયે વાહયો તેને કોપકરી કાળે સાહયો ॥ તનતરૂ. ॥૨॥ નીજ સ્નેહી સખાને નાજોયો ॥ તેણે ઉત્તમ તનુ એળેખોયો ॥ તેરાંક થઇ દુખમાં રોયો ॥ તન.॥૩॥ જેણે પરમસખાને પુઠયકરી ॥ અગ્નાંને દીધો અંધકરી ॥ નથી જોતો પ્રભુને પાસફરી ॥ તનતરૂ. ॥૪॥ ગુરૂરૂપ ધરી માહાદેવ મલે ॥ તે નરના ત્રીવીધી તાપ ટળે ॥ કહે છોટમ તે શીવમાંહે ભલે ॥

તન તરૂવમાં જીર શીવ બે હસે કીધોવાશછે ॥૫॥

પઃ ૬

શીવ શેવાતજી અવર દેવ ઉપાસે તેહ અજાંણછે ॥
માહાદેવ સમો કાળ ઝાળથી રાખે એવો કોણ છે ॥ ટેક
એક શીવસકળ જગનો કરતા ॥ રહે દેવશકલ તેથી ડર
તા ॥ પ્રભુઆજ્ઞા આધીન થઈફિરતા ॥ શીવશેવાતજી.
॥૧॥શીવે સૂર્ય રચ્યોઆકાશેછે ॥ તે ત્રણ્યે લોક પ્રકાસેછે
॥ તેથી શઘળી વસ્તુ ભાશેછે ॥ શીવશેવાતજી. ॥૨॥ વ
ળી મેઘ રચ્યોછે માહારાજે ॥ શહૂ જીવોના જીવન કાજે
॥ તેગગન વીષે રહીને ગાજે ॥ શીવ. ॥૨॥ અગ્નીને વા
યુ રચ્યા એવા ॥ તેસદા કરે શીવની શેવા ॥ વલી ઇંદ્ર
વરૂણ આદે તેવા ॥ શીવશેવા. ॥૩॥ બ્રહ્માં વિષ્ણુને શે
શ સદા ॥ શીવભજન તજેનહીં કોય કદા ॥ કહેછોટમ
પામે પરમ મુદા ॥ શીવશેવાતજી અવર દેવ ઉપાસે તેહ
અજાંણછે ॥

રાગ ગરબી રાધીકે તારે પ્રેમે હું મોયો

પરમશીવ જેનથી ભજતા પ્રાંણી ॥ જીવતા પ્રેતસમા
લ્યો જાણી ॥ પરમ શીવજે નથી ભજતા પ્રાંણી ॥ ટેક
જીવેજીવ શીવતણે પરતાપે ॥ આયુશ બલ બુધી વીદ્યા
ધન આપે ॥ અંતે નીજધાંમ વીશે સ્થીર થાપે ॥ પરમ.
॥૧॥ શંકરથી હોય વિમુખ જીવ ઝારે ॥ સહે દુખ જનમ
જનમ લગી ત્યારે ॥ વીના શીવ કષ્ટથી કોણ ઉગારે ॥
પરમશી. ॥૨॥ ભજે અંન્ય દેવ શદા શીવ ત્યાગી ॥ જાં
ણવા જીવતે પરમ અભાગી ॥ ભુકિત મુકિત આપે સદા
શીવ માગી ॥ પરમ. ॥૩॥ શંકરછે સકલ સીધીના દા

તા સર્વે જેને ઇંદ્ર મુનીદ્ર વીધાતા ॥ શંકરછે પરમ પીતા ને માતા ॥ પરમશીવ. ॥૪॥ કાશીમાં દેહ તજે કોઇ જ્યારે ॥ તારક ઊપદેશ કરે શીવ ત્યારે ॥ પાંમે મોક્ષ દેહ પુનર પી નધારે ॥ પરમશી. ॥૫॥ જક્તમાં જે હોય પુરૂષકે ના રી ॥ જેને શીવ ભકતી અતીષે પ્યારી ॥ છોટમ કહે તેન રની બલી હારી ॥ પરમશીવ જેનથી ભજતાપ્રાંણી॥૬॥

પદ ૮ રાગ ઉપરનો

જીવડા જોને જરાએક જાગી ॥ અજ્ઞાંનમા ઉંઘીરહયો શું અભાગી ॥ જીવડા. ટેક પરમજે પુરૂષ પરાવર સ્વામી ॥ અનાદી અખંડીત અંતર જાંમી ॥ નીરામય શંકર છે બહુ નાંમી ॥જીવડા. ૧॥ જેને ભાસે વીશ્વ ચરાચર ભાસે ॥ જેથી રવી પાવક ચદ્ર પ્રકાસે ॥ તપાશી જો તેજ રહ્યો તુજ પાસે ॥જીવડા. ૨॥ પ્રાંણપતી પ્રણવ શીખરપર ગાજે ॥ નીરંતર નાદ અનોપમ વાજે ॥ જાંણે તેનાં જનમ મરણ ભય ભાજે ॥જીવડા. ૩॥ કોટી કોટી બ્રહ્માંડને એક તારે ॥ અધર ધરી રાખ્યાંછે સુત્ર આરે ॥ જાંણે નહી જીવ તે વ્રથા જન્મ હારે ॥જીવડા. ૪॥ મોટા મુની ધ્યાંન ધરે છે જેનું ॥ ઇંદ્રાદીક યજન કરેછે તેનુ ॥ છોટમ કહે ઓલખીલેનુ રૂપ એનુ ॥ જીવડા જોને જરાએક જાગી ॥૫॥

રાગ ગરબી ॥ પદ ॥ ૯

કૃપાનીધી કષ્ટ સરવનાં કાપો ॥ સદાશીવ સૂમતી સુજનતા આપો ॥ કૃપાનીધી ટેક ॥ કળીના દોષ પેઠાછે જનમાં ॥ અવિદ્યા આવી રહી છે મનમાં ॥ નથી ચીત્ત રે હેતુ શંકર ચીદ ઘનમાં ॥ કૃપાનીધી૦ ॥ ૧ ॥ વરણ

ને આશ્રમ ધર્મછે જેવા નથી કોય આચરતા હવે એવા ॥ ભમેછે ભુલી શંકરની શેવા ॥ કૃપાનીધી૦ ॥૨॥ વીપ્રોયે વેદ વિદ્યાયે વીસારી ॥ નથી કોય રેતા ધર્મવૃત ધારી ॥ ભાંડનાં કર્મ કરેછે ભીખારી ॥ કૃપાનીધી૦ ॥૩॥ શુદ્રવણા ત્યાગીનો વેશ કરેછે ॥ જટા ધરી ભસ્મનો લેપ ન કરેછે ॥ ઠુંગકરી પરધનને હરીલેછે ॥ કૃપાનીધી૦ ॥૪॥ સંપશુચીતા ને તજી સત્ય વાંણી ॥ ધર્મતો સઘળા થયા ધુળધાંણી ॥ છોટમ કહે સાહાય કરો શુલપાંણી ॥ કૃપાનીધી૦ ॥૫॥

પ્રાંણીયા ભજયને સદાશીવ ભાવે ॥ ફરી ફરી દાવ આવો નહી આવે ॥ પ્રાંણી૦ ટેક ॥ વિષય સુખવલભલે છે તુ માંની ॥ વીશ્વંભર વીસરે એ છે ઘણી હાંની ॥ જશો તજી નહીરે રહે નાંમ નીશાંની ॥ પ્રાંણીયા ॥૧॥ કાળતો તાકે છે દાંત કચરડી ॥ પલકમાં નાંખશે મુડી મચરડી ॥ નાંખે કણ ધંટી વિષે જેમ ભરડી ॥ પ્રાણીયા૦ ॥૨॥ કરી તપ સ્વર્ગસુધી જઇ ચઢીયા ॥ ભોગકરી પાછા પ્રથ્વી પર પડીયા ॥ ભજનવીના ભવરણ માંહે રખડીયા ॥ પ્રાંણીયા૦ ॥૩॥ શંકરની ભકિત વશે ઉર ઝારે ॥ કલિના દોષ સમસ્ત નિવારે ॥ શરણાગત જાંણી સદાય સુધારે ॥ પ્રાંણીયા૦ ॥૪॥ કૃપાનીધી કરે શુલ પાંણી ॥ આપે નિજ શ્રમ પોતાનો જાંણી ॥ છોટમ કહે પાંમે પરમ પદ પ્રાંણી ॥ પ્રાંણીયા ભજયને સદાશીવ ભાવે ॥૫॥

પદ ૧૧ રાગ ગરબી

શરણ પડે છુરે શ્રીહરી. એ રાગ.

સ્વરૂપ વિચ્યારીરે શીવનુ ॥ ધરીયે રૂદય કમલમાં ધ્યાં

ન ॥ જડ પણ ટાલેરે જીવનુ ॥ ભાસે સઘળે શીવ ભગ વાન ॥ સ્વરૂપ વિચ્યારીરે શીવનુ ॥૧॥ સદચીદ સૂખ મયરે આપ છે ॥ છતરીશ તત્વ થકી છે શેશ ॥ કાયા કાશીરેમાં રહી ॥ આપે છે તારક ઉપદેશ ॥સ્વ૦ ૧॥ શી તલ કોટી કરે સોમથી ॥ કોટીક ભાનુરૂપ પ્રકાશ ॥ સન મુખ ભાસેરે સર્વને ॥ જેણે વ્યાપુ છે આકાશ ॥સ્વ. ૨ પોશણ આપેરે પારચથી ॥ આવે અક્ષર લાહારો લાહા રચ ॥ અંતસકરણના જોગથી ॥ વાંણી થાય વિચિત્ર પ્ર કાર ॥સ્વ. ૩॥ અધમ અવીધારે ઉરમાં ॥ તેવા તે બો લે છે બોલ ॥ પરપંચ કેરારે પુરમાં ॥ જડમતી અમથા બકે અતોલ ॥સ્વ. ૪॥ છોટમ સદગુરૂરે જો મળે ॥ પરા પારચની સમઝે પૈરચ ॥ ધ્રઢ થઇ જોતાંરે ધ્યાનમાં ॥ અંતર દીસે આવતી ગેરચ ॥સ્વ. ૫॥

પદ ૧૨ રાગ ગરબી

સરજન હારોરે શીવ છે ॥ વ્યાક છે સઘળે વિશ્વેશ ॥ જડ અર્ભામાંનીરે જીવછે ॥ દેછે ગુરૂ રૂપે ઉપદેશ ॥શર. ૧॥ ત્રીગુણ કેરારે પાશમાં ॥ પડેલા જીવ પશુ કહેવાય ॥ તેને પાળેરે પ્રીત્યથી ॥ પશુપતી તે શંકર રાય ॥ શર. ૨॥ અંન્ન સરજીયાંરે અતી ઘણાં ॥ કર્યો છે કરવા વસ્ત્ર કપાસ ॥ જલ વરસાવારે જલદને ॥ શરજી રાખ્યો છે આકાશ ॥શર. ૩॥ અની અંધારૂરે ટાલવા ॥ તરૂણી સ રજી મુકયુ તેજ ॥ પશુ જીવોનેરે પાલવા ॥ છોટમ સમ રથ ઇશ્વર એજ ॥શરજન..૪॥

પદ ૧૩ રાગ ગરબી

પરમ દયાળુરે પશુપતી કૃપા કરી કાપો ભવ પાશ ॥ મં

ગલ દાતારે મહામતી ॥ અક્ષય સૂખ આપો અવીનાંશ ॥પરમ. ૧॥ નામ તમારૂંરે નાથજી ॥ આદી વેદ રૂપઉંકાર ॥ પ્રેરક એછેરે પ્રાંણનો ॥ જીવની ઉર્ધ્વગતી કરનાર ॥પરમ. ૨॥ અનેક તીરથથીરે અતી ઘણું ॥ પાવન નામ તમારૂ નાથ ॥ અનંત કોટીરે ઇંદ્રને ॥ ધારી રહ્યા તમારા હાથ ॥પરમ. ૩॥ કાસીપુરીમાંરે કૃપાનીધી ॥ વાસ કરી રોહોછો વિશ્વેસ ॥ મુકત કરોછોરે જંતને ॥ આપી તારકનો ઉપદેશ ॥પરમ. ૪॥ દેવોદેખીરે દાઝતા ॥ જન દુખ હરવા પીધુ ઝેર ॥ છોટમ એવારે શીવને ॥ ભાવે ભજીએ ઉલટ ભેરચ ॥પરમ. ૫॥

પદ ૧૪ પદ રાગ ગરબી

શું સોધોછોરે શીવને ॥ તે છે સદા તમારી પાસ ॥ ત્રીપદ મુકીરે જુવો તમે ॥ જલહલ જયોતિ થશે પ્રકાશ॥ શું. ૧॥ માતા કેરારે ગર્ભમાં ॥ તારૂ રક્ષણ કીધુ ત્યાંય ॥ પ્રસવ થતામાંરે પ્રીતથી ॥ સરજ્યુ દુધ પયોધર માંય ॥ શું. ૨॥ પયથી પુરૂરે ના પડ્યુ ત્યારે ॥ દીધા મુખમાં દંત ॥ અંન્ન સરજીયાંરે અતી ભલાં ॥ ભોજ્યન કરવા શ્રી ભગવંત ॥શું. ૩॥ એવા એવારે અતિ ઘણા ॥ ભુલિ ઇશ તણા ઉપગાર ॥ લુણ હેરાંમીરે લોકમાં ॥ પરપંચ પુજે જીવ ગમાર ॥શુ. ૪॥ સદગુરૂ સાચારે જો મળે આપે તત્વ મસીનો લક્ષ ॥ છોટમ જીવ શીવરે બે વીશે ॥ ભાસે એકજ બ્રહ્મ પ્રતક્ષ ॥શું. ૫॥

પદ ૧૫ રાગ ગરબી

ઉમા કાંતને ભજી લ્યો શુદ્ધ ભાવથીજો ॥ ભવ સાગર તારે નામરૂપી નાવથીજો ॥ટેક॥ દીન વલેભ દુલભ વ-

સ્તુના દાતાર છે જો ॥ અખીલ લોકમાં એ ઇશનોઆ ધાર છે જો ॥ઉમાકાંતને. ૨॥ ગુણાતીત ગુણની કેતઃ સ્વેત રંગ છે જો ॥ જટા જુટમાં વીરાજમાંન ગંગછેજો ॥ઉમાકાંતને. ૩॥ ચંદ્રવદન શોભા સદન કૃપા ધાંમછે જો ॥ ઇંદુ અર્ક અગ્નિ નેત્રે દહ્યો કાંમછે જો ॥ઉમાકાંતને ૪॥ સુંદર નાશીકાને અર્ધ ચંદ્ર ભાલ છે જો ॥ અધર અરૂણ નીલકંઠ મુંડ માલ છે જો ॥ઉમાકાંતને પ॥ સર્પ હાર શૈલ સુતા અર્ધ અંગમાં જો ॥ ચીતા ભસ્મ લેપના રાજે સ્વેત રંગમાં જો ॥ઉમાકાંતને. ૬॥ ડીમ ડીમાક ઢીમ ઢીમાક ડમરૂ હાથમાં જો ॥ શુલખપર ને પીનાક પાંણી સાથમાં જો ॥ઉમાકાંતને. ૭॥ નંદી વાહન સદા ગણ રહેલા સંગમાં જો ॥ કહે છોટમ ધ્યાન ધારીયે ઉમંગમાં જો ॥ ઉમાકાંતને. ૮॥

પદ ૧૬ રાગ ગરબી

કોટી તિર્થ થકી પાવન સદા શીવ છે જો ॥ માયા મોહમાં પડેલા સરવ જીવ છે જો ॥કોટી. ૧॥ નીરાકાર નીત્ય ચીદાકાશ વાસ છે જો ॥ કોટી સુર્જ થકી અધીક એ પ્રકાશ છે જો ॥કોટી. ૨॥ તુરીયા રૂપ સર્વ ભુપ કેરો ભુપ છે જો ॥ અજર અમર અકલ એક એ અનૂપછે જો ॥કોટી. ૩॥ સર્વ રહીત સર્વ સાક્ષી રૂપ છે સદા જો ॥ જેને જાણવાથી જાય સર્વ આપદા જો ॥કોટી. ૪॥ માહા મુનિ જેને ધ્યાંન કરી ધ્યાય છે જો ॥ ધ્યાતા ધ્યેય રૂપ એક મેક થાય છે જો ॥કોટી. પ॥ બ્રહ્મા ઇંદ્ર ને ઉપેદ્ર આદી દેવતા જો ॥ શુદ્ધ બ્રહ્મને સદાય રહે શેવતાજો ॥કોટ. ૬॥ મહીમા અગમ જેનો વેદમાં વખાણીયોજો ॥ છોટમ ગુરૂ કૃ

પાએ પ્રગટ પાસે જાણીયો જો ॥ કોટી. ૭ ॥

પદ ૧૭ રાગ ગરબી

અખિલ લોકને મહાદેવનો આધાર છે જો ॥ નિરાલંબ એક આપ નિરાધાર છે જો ॥અખિલ. ૧॥ અવની ગોળ અધર ધારી રાખ્યુ ઇશ્વિરે જો ॥ પાંણિ પાવક પવન માંહે શકિત છે સરે જો ॥અખિલ. ૨॥ શબ્દ શુન્યમાં ભરેલો છે ભગવંતનો જો ॥ અર્ક ઇંદુમાં આધાર એ અનંતનો જો ॥અખિલ. ૩॥ જ્યોતિ ચક્ર શશ્રુમાર ગગનમાં ફરે જો ॥ એતો રહેલુ ઉમાપતિને આશરે જો ॥અખિલ ૪॥ મેઘ બારને આધર એ મહેશ છે જો ॥ વસુ અષ્ઠમાં એ પુર્ષનો પ્રવેશ છે જો ॥ અખિલ. ૫ ॥ દીશા પાલ સર્વ દેવ દેવી જેટલાં જો ॥ ઇશ આશરે રહેલાં જાણો તેટલાં જો ॥ અખિલ. ૬ ॥ દનુજ મનૂજ પશુ પંખીતરૂ જાત્ય છે જો ॥ છોટમ શીવવડે રહેલિ સર્વ ભાત્ય છે જો ॥ અખિલ. ૭ ॥

પદ ૧૮ રાગ ગરબી

દુરાચાર કાંય ના ગમે માહદેવનેજો ॥ માટે તનને મને શુધ થઇ જવુ જનેજો ॥ ટેક દુરાચારી વિભિચારી હોય જેટલાજો ॥ દેવ મંદીરોમાં જાય મુઢ તેટલાજો ॥ દુરાચાર૦ ॥૧॥ ગાંજા ભાંગ્ય ને તમાકુ ફુંકે ફાકતાજો ॥ દુષ્ઠ બુધીવડે તારૂણીઓને તાકતાજો ॥ દુરાચાર૦ ॥૨॥ અશુચિ અંગવડે દેવ મુર્તિને અડેજો ॥ એક કલ્પ કુંભિપાક નર્કમાં પડેજો ॥ દુરાચાર૦ ॥૩॥ ગુપ્ત વામી પાપા બુધીના પુજારીયોજો ॥ મદ્ય પાંન કરી તાકતા પરનારીયોજો ॥ દુરાચાર૦ ॥૪॥ મલિન મંત્ર ભજી મલિન બુ

ધ્ધિ થાયછેજો ॥ ચંડાલિ સાધતાં ચંડાલ જેવા થાયછેજો ॥ દુરાચાર૦ ॥૫॥ કૃપાસિંધુ શંકર કૃપાકરે જેહનેજો ॥ છોટમ શુદ્ર બૂધ્ધિ આપે પ્રભુ એહનેજો ॥ દુરાચાર કાંયગ મે નહી દેવનેજો ॥૬॥

પદ ૧૯ અથ સાતવારની ગરબી

આદીતે પુરૂષ અખંડ અંતર જ્યાંમિરે ॥ તે વ્યાપક છે બ્રહ્માંડ શંકર સ્વામિરે ॥૧॥ તે અજર અંમર અવિનાશ ॥ ભરપુર ભરીયોરે ॥ તે સુખમય સરવા વાસ ચૈતન દરીયોરે ॥૨॥ સોમેશબ્દ અનંત ઊચરે આપેરે ॥ તે મુનિવર થાય મહંત ॥ અજપા જાપેરે ॥ જેધરે નિરંતર ધ્યાન જોગ અભ્યાસેરે ॥ તેને ઉપજે અનુભવ ગ્નાંન ॥ પ્રગડે પાસેરે ॥૩॥ છેમંગળ ભવન મહેશ ॥ મંગળ કારીરે ॥ તે સરવ તત્વથી શેશ ॥ ભવ ભય હારીરે ॥ તેનિત્યનિરંજન દેવ ॥ નિરામય કાહાવેરે ॥ તેનિ કરે સૂરાસૂર શેવ ॥ ભકિત ભાવેરે ॥૪॥ બુધ્ધે નિરમલ બોધ ઉપજે જેનેરે ॥ તે સદ્બળે કરીને શોધ ॥ ઓળખે એનેરે ॥ જેકારણ કારજ્ય રૂપ ॥ દીસે માયારે ॥ તેમાં ચેતનતા ॥ તદ્રુપ થઇ શીવછાયારે ॥૫॥ ગુરેવારે ગુરૂભાગ ॥ મલેજન ઝારેરે ॥ તેને ગુણસાથે અનૂરાગ નરહે ત્યારેરે ॥ જેઅસગુ જાંણે આપ ॥ મોહન વ્યાપેરે ॥ તેગુરૂ ગોબ્યંદપ્રતાપ ॥ નતપે તાપેરે ॥૬॥ શુકરવારે સદકર્મ કરવાં એવાંરે ॥ દેહ ઇદ્રિનાછે ધર્મ માંને એવારે ॥ લક્ષ સ્વરૂપા કાર રહે પલ પલમાંરે ॥ જેમ ચંદ્ર રહે આકાશ ॥ ભાશે જળમાંરે ॥૭॥ શનેશ ને અભ્યાસ કરતા જઇયેરે ॥ મનવૃતિ રહે શીવ પાસ શીવરૂપ થઇ ॥ એમ સમઝી સાતેવાર જેજન ગાશેરે ॥

કહેછેોટમ નરને નારચ શીવરૂપ થાશેરે ॥૭॥

પદ ૨૦ માસ રાગ ગરબી

સદા એક શંકરને ભજીયે ॥ અવિદ્યા અંતરથી તજીયે ॥ શેવા નિત્ય શીવ તણી સજીયે ॥ સદા એક શંકરને ભજીયે ॥ ૧ ॥ કારતયગે કર્મ રૂડાં કરીએ ॥ ધ્યાંન એક શંકરનું ધરીએ ॥ દુષ્ટના સંગ થકી ડરીએ ॥ સદા એક શંકરને ભજીએ ॥ ૨ ॥ માગશરે મન ભમતુ વારો ॥ રાખી દ્રઢ શીવ શરણે ધારો ॥ આવો રૂડો અવસર શીદ હારો ॥ સદા એક શંકરને ભજીએ ॥ ૩ ॥ પોસે પરબ્રહ્મ બધે ભાળી ॥ લગાવો શીવ પદમાં તાળી ॥ કાળજાની મેશ ધુવો કાળી ॥ સદા એક શંકરને ભજીયે ॥ ૪ ॥ માહે માહા મંત્ર જપો મનમાં ॥ તપાશી તત્વ જુવો તનમાં ॥ વસો પછી ઘરમાં કે વનમાં ॥ સદાએક શંકરને ભજીએ ॥ ૫ ॥ ફાગણે જે ફોગટરે ફરતા ॥ નથી શેવા શંકરની કરતા ॥ એનેરવાર અવતરતા મરતા ॥ સદા એક શંકરને ભજીએ ॥ ૬ ॥ ચૈતરે ચીત્ર રચે કેવો ॥ તેને કોયે દેખે નહી તેવો ॥ અજબ કોય કારીગર એવો ॥ સદા એક શંકરને ભજીએ ॥ ૭ ॥ વૈશાખે વેદ તણી વાણી ॥ ઇશ્વરનિ આજ્ઞા લેવી જાણી ॥ તજેછે તે પાંમર પ્રાંણી ॥ સદા એક શંકરને ભજીએ ॥ ૮ ॥ જેષ્ઠ એક જકત તણો ધરતા ॥ સદા શીવ કોટી ભુવન કરતા ॥ તેથી સહુ દેવ રહે ડરતા ॥ સદા એક શંકરને ભજીયે ॥ ૯ ॥ અષાડે અમરપતિ જેવા ॥ સજે નિત્ય શંકરની સેવા ॥ અધમ જીવનથી ભજતા એવા ॥ સદા એક શંકરને ભજીયે ॥ ૧૦ ॥ શાવણમાં તો સકળ વિષય

તજીયે ॥ અઘોર મંત્ર અહર નીશે ભજીએ ॥ સકળ દી
ન શીવ શેવા સજીયે ॥ સદા એક શંકરને ભજીયે ॥૧૧
॥ભાદરવે ભય સઘળો ભાગે ॥ જ્યારે મોહ નીંદ્રાથી જા
ગે ॥ જેનૂ ચિત શીવ ચરણે લાગે ॥ સદા એક શંકરને
ભજીએ ॥ ૧૨ ॥ આસો હે શીવ સહુનો સ્વાંમી ॥ ગુ
ણાતિત ગગન તણો ગાંમી ॥ છોટમ રહો સ્વે પદવી
પાંમી ॥ સદા એક શંકરને ભજીયે ॥ ૧૩ ॥

પદ ૨૧ રાગ ગ.બી

શિક્ષા શાણાને એ રાગની તીથીયો

પડવે પ્રણવ સરૂપે શંકર સરવેશ્વરછે સ્વાંમીજી ॥ સ્થા
વર જંગમ શ્રષ્ટી સરજે એવો અંતર જામી ॥ શીવ
શીવ સમરોજી ॥ ૧ ॥ બીજે બીંદુ રૂપ મહેશ્વર અપાર
સાંમૃથ એમાંજી ॥ જોગી જોગ સમાધી સાધી સદાયે ર
હે છે તેમાં ॥ શીવ શીવ. ૨॥ ત્રિજે ત્રિગુણ અકાર આ
દી ॥ તત્વ ચતુર વીશ તેનાંજી ॥ પીંડચ અને બ્રહ્માંડો
સઘળાં ॥ ઉપજાવેલાં એનાં ॥ શીવ શીવ. ૩ ॥ ચોથે
ચોથા પદમાં રહીને ॥ સતા સહુને આપેજી ॥ ત્રણે ગુ
ણો સચેતન થઇને ॥ પ્રસરે એજ પ્રતાપે ॥ શીવ શીવ.
॥૪ ॥ પાંચ્યમે પંચિકૃતથી ॥ સઘળી સ્થુળ કરીછે કાયા
જી ॥ ચાર ખાંણને લખ ચોરાશી ॥ વીસ્તારી છે મા
યા ॥ શીવ શીવ. ॥૫ ॥ છઠ્યે સુક્ષમ તત્વો તેને ॥ હીર
ણ્ય ગરભ વપુ કહીયેજી ॥ સૂત્રાત્મા ક્ષેત્રજ્ઞ જીવ ॥ એ
નાંમ તેહના લહીયે ॥ શીવ શીવ. ॥૬ ॥ સાતમે સ્થુળ
સુક્ષમ કેરૂ ॥ કારણ કહીએ માયાજી ॥ તે સહુને ચેતન
કરનારી ॥ છે શીવ કેરી છાયાં ॥ શીવ સીવ. ॥૭ ॥ આ

ડમે અણિમાદીક સીધી ॥ જેમાં હોય સભાવેજી ॥ જે ઇ
છે તે થાય તતક્ષણુ ॥ ઇશ્વર તેજ કહાવે ॥ શીવ શીવ.
॥૮ ॥ નાંમે નાંમ રૂપ જ્યાં સુધી ॥ તે શીવ કેરી માયા
જી ॥ અસ્તિ ભાતિ પ્રિય એ રૂપે ॥ શીવ વેદે કહી ગા
યા ॥ શીવ શીવ. ૯ ॥ દશમે દશધા ભકિત કહી છે ॥
ભેદ રહીત તે કરીયેજી ॥ જીવ શીવની થાય એકતા ॥
તો ભવ શાગર તરીએ ॥ શીવ શીવ. ૧૦ ॥ એક દ
શા માહા ભાગ્યે આવે ॥ તે નર દેખે એવુજી ॥ સ્વપ્ને
જકત જણાયુ ફોગટ ॥ જાગ્રતનુ પણ તેવુ ॥ શીવ શીવ.
૧૧ ॥ દ્વાદશ ઓંગુલ ઉપર સુરતા ॥ રાત્ય દીવસ જે
રાખેજી ॥ આનંદનો અરણવ મુકીને ॥ અવર ન તે અ
ભીલાખે ॥ શીવ શીવ. ૧૨ ॥ તેરશ તો રસનાયે નાવે
॥ અવાચ્ય એને કહે છે જી ॥ મોટા મોટા મુનીઓ સ
ઘળા ॥ રસ બસ એમાં રહે છે ॥ શીવ શીવ. ૧૩ ॥ ચ
ઉદશે ચઉદે વિદ્યાયો ॥ વદે વૈખરી વાંણીજી ॥ વાંણિ
થી વરજીત જે વસ્તુ ॥ તે કયમ જાયે જાણી ॥ શીવ
શીવ. ૧૪ ॥ પુન્યમે પુરણ બ્રહ્મ સદાશીવ ॥ પુરી રહો
સહુ ઠાંમેજી ॥ કહે છોટમ સદગુરૂ હોય પુરા ॥ તે પુર
ણ પદ પાંમે ॥ શીવ શીવ સમરોજી ॥ ૧૫ ॥

પદ ૨૨ રાગ ગરબી

મહીમા મોટોરે શીવ શેવાનો કહાવે ॥ શીવની શેવા ક
રે પ્રેમથી ॥ તેને સંકટ નાવે ॥ મહીમા મોટોરે શીવ શે
વાનો કહાવે ॥ ૧ ॥ વાત લખી છે સ્કંદ પુરાણે ॥ તે ક
હુ છું વિસ્તારી ॥ શીવ શેવાથી દંપતી પામ્યાં ॥ સૂખ
શરવેથી ભારી ॥ મહીમા. ૨ ॥ મથુરા નગરીનો એક રા

જા દાશારહ બલશાળી ॥ કાશીરાજની કુંવરી વરીયો રૂપ કળા ગુણવાળી ॥ મહીમા. ॥ ૩ ॥ તે રાંણી બહુ રૂપ શીરોમણી કમલાક્ષી એ નામે ॥ પરણ્યા પુંઠયે ગઇ સાસરે સ્વામી કેરે ધામે ॥ મહીમા. ॥ ૪ ॥ રાજા કહે રાણીજિ ચાલો સેજ્યા ઉપર જઇએ ॥ ભોગ વિલાસ કરીને આપણ સદાય સુખમાં રહીએ ॥ મહીમા. ॥ ૫ ॥ રાણી કહે રાજાજી કાંઇક હવણાં ધીરજ ધારો ॥ દીવસ કેટલા પછી મનોરથ પુરણ થશે તમારો ॥ મહીમા. ॥ ૬ ॥ કહયું કરગરી બહુ સમઝાવ્યો તોય ન માન્યુ ભુપે ॥ આલીંગન કરતાંમાં રાંણી દીઠી દિવ્ય સરૂપે ॥ મહીમા. ॥ ૭ ॥ જેવિ હોય પાવકનિ ઝાળા ધગ ધગતી હોય હોળી ॥ તે દેખિને રાજા અળગો ઉભો આંખ્યો ચોળી ॥ મહીમા. ॥ ૮ ॥ રાજા કહે શીતળને કોમળ હતી તમારી કાયા ॥ આ અગ્નીના ભડકા જેવી કયમ દેખાડી માયા ॥ મહીમા. ॥ ૯॥ રાણી કહે હું બાલપણામાં રમતી હુતી જ્યારે ॥ દુરવાસાએ શીવની દિક્ષા છે આપેલિ ત્યારે ॥ મહીમા. ॥ ૧૦ ॥ પુરણ વ્રત થતાના પેહેલુ તમે આલીંગન દીધુ ॥ તે માટે માહાદેવે માહારૂ રૂપજ એવું કીધુ ॥ મહીમા. ॥ ૧૧ ॥ રાજા કહેછે રાણી મુજને શીવનો મંત્ર બતાવો ॥ આપણ બે શીવ શેવા કરીએ લેઇએ ઉત્તમ લાહાવો ॥ મહીમા. ॥ ૧૨ ॥ રાણી કહે એતો છે અવળુ વેદ વિરૂદ્ધ ન કીજે ॥ ગર્ગ ગુરૂ છે જાદવ કુળના તેની દીક્ષા લીજે ॥ મહીમા. ॥ ૧૩ ॥ વચન સાંભળી રાજા રાણી ગયાં ગુરૂની પાસે ॥ દીક્ષા લેઇને શીવની ભકિત કીધી દ્રઢ વિશ્વાસે ॥ મહીમા. ॥ ૧૪ ॥

શીવનો મંત્ર કાનમાં સુંણતાં પાપ ભુપનાં જેવાં ॥ વાય
સ રૂપે સાત દ્વારથી નિકળી નાઠાં તેવાં ॥ મહીમા. ॥ ૧૫
॥ અદભુત અચરત દેખી નૃપને શ્રદ્ધા ઉપજી સારી ॥
કહે છોટમ શીવ ભકિત કરતાં મુકત થયાં નર નારી ॥
મહીમા મોટોરે શીવ શેવાનો કાહાવે. ૧૬

પદ ૨૩ રાગ ગરબી

તે નર કહીએરે શીવ શેવા અધિકારી ॥ બાહ્ય વિષયમાં
ભમતું હોય તે મનને રાખે વારી ॥ તે નર કહીએરે શી
વ શેવા અધિકારી ॥ ૧ ॥ કાંમ ક્રોધને લોભ માંન મદ
મોહા ચાંડાલો કાહાવે ॥ તેનો ત્યાગ કરે તન મનથી ॥
તે શીવજીને ભાવે ॥ તે નર૦ ॥ ૨ ॥ સરવ પ્રકારે શૌચ
કરીને ॥ સ્નાંન વિધિ આચરીએ ॥ પવિત્ર જળમાં ગંગા
આદિ ॥ તિરથો આવાહન કરીએ ॥ તે નર૦ ॥ ૩ ॥ શુ
દ્ધ વસ્ત્ર પરીધાન કરીને એકાંતે જઇ ઠરવું ॥ ત્રિપુંડ ભ
સ્મનું કરી લલાટે સંધ્યાવંદન કરવું ॥ તે નર૦ ॥ ૪ ॥
ભુત શુધ્ધિ કરી પ્રાંણ પ્રતિષ્ટા પાપ પુરૂષને બાળે ॥ ગાય
ત્રિ જાપ કરીને ઘરની દેવ શેવા સંભાળે ॥ તે નર૦ ॥૫॥
પવિત્ર પાદુકા પગમાં પેહેરી શીવ મંદીરમાં જાવું ॥ થા
ય અશુચી અંગ કદાપી તરત તે સમે નાહાવું ॥ તે નર૦
॥ ૬ ॥ શેવાની સામગ્રી સઘળી ॥ સંભાળીને લીજે ॥
જળના કળશ વિશે તો પેહેલુ કળશાવાહ કીજે ॥ તે
નર૦ ॥ ૭ ॥ ગણપતી નંદી દ્વારપાળનું પુજન પેહેલું ક
રીએ ॥ પારવતીના ચરણ પખાળી શીવ શેવા અનુસ
રીએ ॥ તે નર૦ ॥ ૮ ॥ પુરૂષ શુકતની સોળ રચાએ સ
હુ ઉપચારો કરીએ ॥ ધુપ દીપ નૈવેદ આરતી નૃત્ય ગીત

આચરીએ ॥ તે નર૦ ॥ ૯ ॥ એમ નિરંતર શીવ શેવા માં જે સજન મન રાખે ॥ છોટમ મુખથી મીથ્યા વાણી કોઇ કાળે ના ભાંખે ॥ તે નર કહીએરે શીવ૦ ॥ ૧૦ ॥

પદ ૨૪

પ્રેમ મગનમાં રાખી પ્રભુ મારો. એ રાગ. શીવ ભકિત સૂખકારી સરવને શીવ ભકિત સૂખકારી ॥ શીવની ભકિત કરે નિરંતર રેહેવું માહાવ્રતધારી ॥ કામ ને કરોધ મદ લોભ નિવારી રેહેવું સદા બ્રહ્મચારી ॥ સરવ૦ ॥ ૧ ॥ કોટીક કષ્ટને કાપે સદાશીવ પાપના પુંજપ્રહારી ॥ સાસઉસાસે શીવ શીવ ભજતાં મુકતી મળે નર નારી ॥ સરવ૦ ॥ ૨ ॥ પંચે દેવ એક પ્રણવ રૂપ છે જોજો વેદાંતે વિચારી ॥ કોઇક દેવની નીંદા કરે તે નર્ક તણા અધિકારી ॥ સરવને૦ ॥ ૩ ॥ શીવની ભકિત જેને ન ભાવે તે મિથ્યાતનૂ ધારી ॥ કહે છોટમ તે પાંમર જીવડો દેહ અમુલ્ય ગયો હારી ॥ સરવ૦ ॥ ૪ ॥

પદ ૨૫ રાગ ઉપરનો

શીવ ભજનમાં રહીએ સદાય એક શીવ ભજનમાં રહીએ ॥ ટેક ॥ શીવ ભજનથી પાપ નવ વ્યાપે ॥ તે થકી નિરમળ થઇએ ॥ શીવ વિમુખ હોય જીવ સંસારના તે સંગે નવ જઇએ ॥ સદાય૦ ॥ ૧ ॥ નામ ને રૂપથી શીવ છે ન્યારો વેદ વચનથી લહીએ ॥ સદ ચીદ આનંદરૂપે સદાશીવ ગુરૂ ગમથી દ્રઢ ગ્રહીએ ॥ સદાય૦ ॥ ૨ ॥ સૂખ અને દુઃખ જે જે આવે શરીરમાં શાંતી ગ્રહીને સહીએ ॥ છોટમ શીવનું ધ્યાન ધરીને શીવ જીવ એક થઇ જઇએ ॥ સદાય એક શીવ ભજનમાં રહીએ ॥ ૩ ॥

પદ ૨૬ રાગ ધોળ.

સુખના સાગર શંકર પરમ દયાળ આનંદકારી મહીમા છે અતી જો ॥ સદા કરોછો શેવકની સંભાળ ॥ પરમ પુરૂષ પરમાતમા પશુપતી જો ॥ ૧ ॥ નિત્ય નિરંજન નિરમળ નિરગુણ નાથ ॥ અગ જગ વ્યાપક છો વિશ્વેશ્વરા જો ॥ સદાય જેને શેવે સુર મુની સાથ ॥ પતિત પાવન છો પરમેશ્વરા જો ॥ ૨ ॥ પરમ દયાળુ દીવ્ય ગતિ દાતાર ॥ શરણાંગત વછળ સુખ ધામ છો જો ॥ અખિલેશ્વર છો ભુવન તણા આધાર ॥ કરૂણાસીંધુ પુરણ કામ છો જો ॥ ૩ ॥ અનંત શકિત અગણિત ગુણ આગાર ॥ અદભુત રૂપ વખાણે વેદમાં જો ॥ પ્રભુ તમારો કોય ન પામે પાર ॥ અજ અવિનાશી નાવે છેદમાં જો ॥ ૪ ॥ અણુથી અણુને મોટા થકી મહાંન ચિદ નભ માંય નિરંતર વાસ છે જો ॥ છોટમ શીવનું ધરીને જોતાં ધ્યાન પ્રગટ જણાયા પોતા પાસ છે જો ॥ ૫ ॥

પદ ૨૭ રાગ ગરબી

શ્રષ્ટિ કરવાનિ ઇછા કરી ॥ પ્રથમ મહાદેવે જે વારજો ॥ પુરૂષ પ્રકરતિને રૂપે થયા ॥ કરવા વિશ્વ તણો વિસ્તાર જો ॥ ૧ ॥ ટેક ॥ ત્રણ્યે ગુણ પ્રકર્તિ જાણિયે ॥ રાજસ સાત્વિક તામસ નામજો ॥ બ્રહ્મા વિષ્ણુ શીવ રૂપે થયા ॥ કરવા જુદાં જુદાં કામ જો ॥ શ્રષ્ટિ કરવા ॥ ૨ ॥ બ્રહ્મા બ્રહ્માણિ ગુણ રાજસી ॥ સરજે સઘળા જીવનો દેહજો ॥ વિષ્ણુ લક્ષમી સાત્વિક રૂપ છે ॥ પાલે સર્વ પ્રજાને તેહ જો ॥ શ્રષ્ટિ કરવા ॥૩॥ શિવને શકિત છે ગુણ તામસી ॥ કરે છે શ્રષ્ટિનો સિંહારજો ॥ ત્રણે રૂપે ઇશ્વર એક છે

॥ એમાં શંશે નહી લગાર જો ॥ શ્રષ્ટિ ॥૪॥ જેમ કોય ખેતિના કરનાર છે ॥ એક કરે છે ત્રણે કાંમ જો॥ કાંમે કાંમે તેનાં જુજવા લે છે ॥ લોકો સરવે નામજો ॥શ્રષ્ટિ ॥૫॥ વાવે તેને તો પાવક કહે ॥ પાળે તે પાળક કહેવાય જો ॥ ઢાળે તેને ઢાળક સહુ કહે ॥ એક પુરૂષનાં ત્રણ કથાય જો ॥ શ્રષ્ટિ ॥૬॥ એવુ મારકંડેય પુરાંણમાં કહ્યુ છે ॥ માહા મુનિયે દ્રષ્ટાંત જો॥ ત્રણે રૂપે ઈશ્વર એક છે ॥ ભેદ ગણે તે સઘળા ભ્રાંત જો ॥ શ્રષ્ટિ ॥૭॥ ભેદે ભય ઉપજે છે જીવને ॥ એવું છે શ્રુતિ માંય પ્રમાંણ જો ॥ છોટમ સર્વ દેવ મય શીવ છે ॥ .એમાં માંને ભેદ અજાંણ જો ॥શ્રષ્ટિ કરવાનિ ઇછા કરી ॥ ૮ ॥

પદ ૨૮ રાગ ગરબી

એકજ દેવ કહ્યો છે વેદમાં ॥ તે છે સકળ ભુતમાં ગુઢજો ॥ અજ અવિનાશી શંકર છે સદા ॥ તેને જાણી ન શકે મુઢ જો ॥ એકજ દેવ. ॥ ૧ ॥ માટે ઉપાસકોને કારણે ॥ ત્રણે ગુણનાં કલપ્યાં રૂપજો ॥ તેનાં જે મુરતી જેને ગમે ॥ તે પુજે જાણી જગ ભુપ જો॥ એકજ ॥ ૨ ॥ સગુણ કથાયો છે પુરાણમાં॥ તે છે દેવોના અવતાર જો ॥ તેનાં રૂપ વખાણ્યાં છે ઘણાં ॥ પત્નિ પુત્ર સહીત પરીવારજો॥ એકજ ॥ ૩ ॥ પ્રાચિન અરવાચિન બે રૂપનાં ॥ વરણવ કરતા મુનીનાં વૃંદજો ॥ પ્રાચિન પુરણ બ્રહ્મ કહ્યા થકી ॥ તે છે શુધ સચિદા નંદ જો ॥ એકજ. ॥ ૪ ॥ અરવાચિન ઉપાસે પ્રેમથી ॥ તેને સુખ સંપત્તિ થાય જો ॥ પ્રાચિન બ્રહ્મ સ્વરૂપે જે ભજે ॥ તેતો બ્રહ્મ વિષે ભળી જાયજો ॥ એકજ. ॥ ૫ ॥ પ્રાચિન શીવ તો સદચિદ રૂપછે

॥ સર્વળે વ્યાપક ગગના કારજો ॥ પંચ વદન દશ ભુજ તેમાં નથી ॥ જટાને ગંગ નથી નિરધારજો ॥ એકજ. ॥ ૬ ॥ ભસ્મ અજિન ફણિધર તેમાં નથી ॥ ડમરૂ ડાક ન થી રૂઢ માલજો ॥ ચંદ્ર કળા ગીરીજા તેમાં નથી ॥ નથી કાંય ઉપવીત તેમાં બાલજો ॥ એકજ. ॥૭॥ એવા આ નંદરૂપી શીવને ॥ જોગી જુવે સમાધી માંય જો ॥ તેને ભવ સંકટ આવે નહી ॥ છોટમ જન્મ ધરે નહી કાંયજો ॥ એકજ દેવ કહ્યો છે વેદમાં ॥૮॥

પદ ૨૬

જે જે જકત ગુરૂ પરમાત્મા એ રાગ

॥ રાગ ઉપરનો ધોળ ॥ અજ અવિનાશી શંકર છો ત મે ॥ તમારો કોય ન જાણે ભેદ જો ॥ સઘળા ગ્રંથ તમો ને ગાય છે ॥ વરણવ કરે તમારૂ વેદજો ॥ અજ અવિના શી શંકર છો તમે ॥ ૧ ॥ સ્થાવર જંગમ છે જગ જેટ લું ॥ સર્વળે રહયો તમારો વાસજો ॥ વ્યાપકછે સર્વળે વિ શ્વેશ્વરા ॥ જેવું વ્યાપક છે આકાશજો ॥ અજ અવિ. ॥ ૨ ॥ તમારા ઉપાસક છે જેટલા ॥ સાંભવિ દીક્ષા વાલા સંતજો ॥ તેને આપો છો સહુ સીદ્ધિયો ॥ તે જન મોટા થાય મહંતજો ॥ અજ અવિ. ॥૩॥ તમે તો અલાગછો ઊંકારથી ॥ તુરીયા તિત તમારૂં ધામજો ॥ તમારૂ ધ્યાન નિરંતર જે ધરે ॥ તેનાં પુરણ કરો છો કાંમજો ॥ અજ અવિ. ॥૪॥ તમારો મહીમા જે નથી જાણતા ॥ તેનો ઉ પાસે અંન્ય દેવજો ॥ તેને પશુ કહ્યા છે દેવના ॥ તેશુ લહે તમારો ભેવજો ॥ અજ અવિ. ॥૫॥ ત્રણે ગુણથી અલગા છો: તમે ॥ વળી છો બાવન અક્ષર બાહારચ

જો ॥ છોટમ જાંણિ એવા શીવને ॥ ભજતાં પામે ભવ
નો પારજો ॥ અજ અવિનાશી શકર છો તમે ॥ ૬ ॥

પદ ૩૦ રાગ ઉપરનો

સહૂમાં શકિત છે મહાદેવનિ ॥ શકિત વિના સહુ ચિત્ર
શમાનજો ॥ ઉપનિશદમાં છે એક વારતા ॥ સજ્જન સુ
ણજ્યો ધારી કાંનજો ॥ સહુમાં શકિત છે મહાદેવની ॥
॥૧॥ એક સમે ઇંદ્રાદિક દેવતા ॥ પાંમ્યા દાંનવથી બ
હુ ત્રાસજો ॥ કહીયે રેવાનુ પાંમ્યા નહીં ॥ આવ્યા શં
કર કેરી પાસજો ॥ સહૂમાં શકિત. ॥૨॥ કરૂણા સિંધુયે
કરૂણા કરી ॥ આપ્યો બ્રહ્મ વિદ્યા ઉપદેશજો ॥ તેથી બ
હુ બલીયા દેવો થયા ॥ સહુને જીતિ વળ્યો સુરેશજો ॥
॥ સહુમાં શકિત. ॥ ૩ ॥ ઇંદ્રે વશ કીધા સહુ લોકને ॥
તેથી વાધ્યો બહુ અહંકારજો ॥ અગ્નિ વાયુ પણ એવા
થયા ॥ ભુલ્યા શીવ ગુરૂનો ઉપગારજો ॥ સહુમાં શકિત
॥૪॥ વલતી વાત વીચારી શંકરે ॥ ઉપજ્યુ દેવોને અ
ભીમાંન જો ॥ હાવે મુજને તે નથી માંનતા ॥ ભુલ્યા
બ્રહ્મ સ્વરૂપનું ધ્યાન જો ॥ સહુમાં૦ ॥ ૫ ॥ એવું ઉર
માં ધારી ઇશ્વરે ॥ હરવા દેવો કેરૂ જોર જો ॥ ઇંદ્રાદીક
નો ગર્વ ઉતારવા ॥ ધાર્યું રૂપ ભયંકર ઘોરજો ॥ સહુમાં.
૬ ॥ દેવ સભાએ દીઠુ દુરથી ॥ ઇંદ્રે પ્રેરયો અગ્નિ પા
સ જો ॥ જોને અદભુત એવો કોણ છે ॥ તેનો આવે
કરી તપાશ જો ॥ શહુમાં૦ ૭ ॥ અગ્નિ આગળ જઇ
ઉભો રહ્યો ॥ કહે શીવ શું બળ છે તૂજ માંયજો ॥ અ
ગ્નિ કહે આખા બ્રહ્માંડને ભસ્મકરૂ ના ઉગરે કોયજો ॥
સહુમાં ॥૮॥ કિંચિત કડકો વલતી ઘાસનો મુકયો પાવક

કેરી પાસજો ॥ બહુબળ કરીને લાગ્યો બાળવા ॥ તોયે તપીન કાંયે ઘાશજો ॥ સહુમાં ॥૯॥ વલતી વાયુ ઇંદ્રમો કલ્યો ॥ તેને કહે તુજમાંશુ જોરજો ॥ વાયુકહે બાધા બ્રહ્માંડને ઊરાડી મુકુ એક ઠોરજો ॥ સહુ ॥૧૦॥ વલતી મારૂતના મુખ આગલે ॥ કીંચિત ત્રણુ મુકયુ તાંયજો ॥ વાયુબલ કરીને હારી ગયો ॥ તોય ઉડી નશકયુ કાંયેજો સહુમાં ॥૧૧॥ વલતો સુરપતિ જોવા સંચરયો ॥ ઇશથ ઇ ગયા અંતરધ્યાંનજો ॥ જગદંબાદીઠાં તેજાયગે ॥ કહ્યુ ઇંદ્રને ઉત્તમ જ્ઞાંનજો ॥ સહુમાં ॥૧૨॥ વલતી ગર્વગયો શહુ દેવનો ॥ જાંણી ઇશ્વરશકિત અપારજો ॥ છોટમ જ ડવત શત્રલાજીવછે ॥ તેથીકાંમ નહોય લગારજો ॥ સહુ માં શકિતછે માહાદેવની ॥૧૩॥

પદ ૩૧ રાગ ધોલ

તુલશી વીવાનો સૂખનો સાગર શંકર પરમ દયાળરે ॥ ભવ ભય ભંજન ભકત તણા પ્રતિપાળરે ॥ અજ અવિનાશી અકલીત રૂપ અનંતરે ॥ ભકત વછળ ભવ તારણ છો ભગવંતરે ॥ ૨ ॥ અભયદાંનના દાતા છો માહાદેવરે સકળ સુરાસૂર કરે તમારી શેવરે ॥ ૩ ॥ ઉમાનાથ છો ઇશ્વર પરમ ઉદારરે ॥ પ્રભુ તમારો કોય ન પામે પારરે ॥ મોટા મુની જન ધરે તમારૂ ધ્યાનરે ॥ છોટમ સમરથ છો શંકર ભગવાંનરે ॥ ૪ ॥

પદ ૩૨ રાગ ધોલ.

માહાદેવ માહાદેવ કહે જે જન જે બે વારરે ॥ એકજ નામે મુકત કરે ભવ પારરે ॥ બીજે નાંમે શંકર રણિયા રેછેરે ॥ વલતી તેને આપ સમો કરી દેછેરે ॥ ૧ ॥ શીવ

કેરો કાશીપુરીમાં છે વાસરે ॥ જ્યોતિ રૂપે પુરણુ સત્રળે પ્રકાશરે ॥ પંચે કોશી માહે મરે કોય પ્રાણીરે ॥ તારક મંત્ર કહે તેને શુલ પાંણીરે ॥ ૨ ॥ પુનરપિ જન્મ તેને નવ થાય રે ॥ શીવ રૂપ માંહે તે જીવ સમાયરે ॥ એવો શીવ નાંમનો મહીમા જેહરે ॥ જાણે નહી કાંઇ જીવ અભાગી તેહરે ॥ ૩ ॥ જેનો મહીમા જાણેછે અજને શેશરે ॥ હર દમે જપેછે નાંમ હમેશરે ॥ શીવો અહં શીવોહં કહે સન્યાસરિ ॥ છોટમ તેતો પામે છે પદ અવીનાશીરે ॥ ૪ ॥

પદ ૩૩ રાગ ધોલ.

આત્મા એતો શીવ સ્વરૂપ સાક્ષાતરે ॥ બુધ્ધિ રૂપે જાણો ભવાંની માતરે ॥ શેવક જન તો કેહેવાય પાંચે પ્રાણરે ॥ દેહ રૂપ દેવળ કરયું નિરમાણરે ॥ ૧ ॥ પુજા તેતો પંચ વિષયના ભોગરે ॥ નિંદ્રા જાણી લેજો સમાધી જોગરે ॥ ચરણે તો જ્યાં જ્યાં ચાલીને જવાયરે ॥ પ્રદક્ષણા જાણો લેજો શીવરાયરે ॥ ૨॥ વાંણીવડે વચન થાય ઉચ્ચારરે॥ સ્તુતી એતો જાણો તમો નિરધારરે ॥ જે જે કર્મ કાયા વચન મને હોયરે ॥ આરાધને છે સરવ તમારૂ સોયરે ॥ ૩ ॥ કરતા ધરતા ભરતા સકળ ઘટ શીવરે ॥ મીથ્યા અહંકાર કરે જડ જીવરે ॥ એવું જાંણી વરતે જગતમાં જેહરે ॥ છોટમ તેને જાણો સદાય વિદેહરે ॥ ૪ ॥

પદ ૩૪ રાગ ધોલ.

શૃષ્ટી કેરો આરંભ નહોતો જ્યારેરે ॥ આપો આપે શીવ હુતો એક ત્યારેરે ॥ શ્રષ્ટી કેરો આવે જવારે અંતરે ॥ તે વેળાએ રહે સદા ભગવંતરે ॥ ૧ ॥ શ્રષ્ટી મધે સાક્ષી સરવ ગત શીવરે ॥ જડ દેહ આપ માંન્યે થયો જીવરે ॥ હો

દ માંસ રૂપ ગણે છે આપરે ॥ તેથી એને લાગેછે સઘળાં પાપરે ॥ ૨ ॥ દેહ નર્કરૂપ છે પરમ મલિનરે ॥ આપ માંની થાય છે દુખીઓ દીનરે ॥ દેહ વડે કર્મ શુભાશુભ થાયરે ॥ ભોગવવા સ્વર્ગે ને નરકે જાયરે ॥ ૩ ॥ દેહા અભિમાંન છે માહા અઘ રૂપરે ॥ જેણે કરી જીવ પડ્યા ભવકુપરે ॥ મળે શીવ સદગુરૂ રૂપે જેનેરે ॥ શાક્ષીરૂપે શીવ ઓળખાવે એનેરે ॥ ૪ ॥ ત્વંપદ તત્પદનું તજી માંનરે ॥ આઠે પોહોરે અસીપદમાં રહે ધ્યાનરે ॥ જડ અહંકાર ટળે એમ જોતેરે ॥ છોટમ શીવ માંહે મલિ રહે પોતેરે ॥ ૫ ॥

પદ ૩૫ રાગ ધોલ.

ધન્ય ધન્ય દેશ તેજ ગતિ માંયરે ॥ શીવ કેરા ભક્ત પ્રગટીયા જ્યાંયરે ॥ ધન્ય ધન્ય તેહનાં માતને તાતરે ॥ જનમ્યા જેણે શીવ ભક્ત શાક્ષાતરે ॥૧॥ ધન્ય ધન્ય તેહજ નાગર જ્ઞાતીરે ॥ જેમાં સદાશીવની ભક્તિ હોય થાતીરે ॥ ધન્ય ધન્ય કેહેવાય તેહજ ગાંમરે ॥ જેમાં શીવ ભક્ત તણા હોય ઠાંમરે ॥૨॥ ધન્ય ધન્ય કેવાયછે કુળ સોયરે ॥ જેમાં શીવભક્ત ઉપજીયા હોયરે ॥ ધન્ય ધન્ય કેવાય તેનો દેહરે ॥ કરે શીવ ભક્તિ નિરંતર તેહરે ॥૩॥ ધન્ય ધન્ય કેવાય તેની વાંણીરે ॥ જેણે સદાશીવની કિરતી વખાણીરે ॥ ધન્ય ધન્ય કેવાય તે નર નારીરે ॥ છોટમ જેને શીવની ભક્તિ પ્યારીરે ॥૪॥

પદ ૩૬

## પ્રદોશમાં શીવ પુજાનો મહીમા.

॥ રાગ ધોળ જાનકી મંગળનો ॥ નગર અવંતીને માળવ દેશ ॥ ચંદ્રશેન ત્યાંહાં એક નરેશ ॥ માંહ કાલેશ્વર

છે શીવ લીંગ ॥ પુજે રાજા પરમ ઉમંગ ॥૧॥ ગણ સમે ત શેવે ગણરાય ॥ ઉલટ તેને અંગ ન માય ॥ આવે તે રશને શનીવાર ॥ હોય રાજાને હરખ અપાર ॥ પ્રદોશ વેળે પુજન કરે ॥ ને ધ્યાંન સદાશીવ કેરૂ ધરે ॥૨॥ ઢાળ મણીભદ્ર નામે ગણ હુતોજી જેહ ॥ રીજ્યો ભકિત રાજા તણી દેખીને તેહ ॥ માંન્યો મહીપતી તેણે પોતાનો જી મિત્ર॥ આપ્યો ચિંતામણી એક પરમ પવિત્ર ॥૩॥ રવિ તુલ્ય છે તેજ મણીનીરે માંય ॥ મને ચિંતવ્યું થાય ત તક્ષણ ત્યાંય ॥ મણી રાખ્યો રાજાએ તે કંઠમાં ધારા ॥ તેને જોવા આવે બહુ નરનેરે નારી ॥૪॥ ગઇ વાત મણી તણી દેશ વિદેશ ॥ સજી સેન્ય ને આવ્યા ત્યાં સકળ નરેશ ॥ રવિ સરખુ દીઠુ ચંદ્રશીંહનું રૂપ ॥ મણી લેવાને મન માંહે ઇચ્છતા ભુપ ॥૫॥ જુધે જીતીને લેવા કરી સહુ આશ ॥ ઘેરયું નગર પ્રજાને પડયો બહુ ત્રાસ॥ ચંદ્રસેનને એક શંકરનીરે આશ ॥ કહે છોટમ તે ગયો શીવજીની પાસ ॥૬॥

પદ ૩૭ રાગ ઉપરના ધોલ

ચંદ્રશીંહ શીવ પુજા માંય ॥ બહુ પ્રેમ કરી બેઠો ત્યાંય॥ તન મન શીવમાં અરપણ કરી ॥ પુજા વિધિ સઘળી આચરી ॥૧॥ એવે એક આહીરની નાર ॥ પાંચ વરસ નો સાથ્ય કુમાર ॥વિધવા દુરબળ દુખણી દેહ ॥ શીવ મંદીરમાં આવી તેહ ॥૨॥ પુજન વિધિ જે રાયે કરી ॥ આહીર પુત્રે ઉરમાં ધરી ॥ વલતી ઘેર પોતાને ગયો ॥ શીવ પુજનમાં તત્પર થયો ॥૩॥ બિલિપત્રને પુષ્પો બહુ વનમાં જઇને લાવ્યો સહુ ॥ માટીના કીધા માહાદેવ ॥

પુરણ પ્રેમે કીધી શેવ ॥૪॥ વસતી ધરવા લાગ્યો ધ્યાન ભુલ્યો સકળ શરીરનું ભાન ॥ ભુખ તરશ નવ લાગે લે શ॥ તે જોઇ માયે કિધો કલેશ ॥ ગાળો દેતી આવી ત્યાં ય ॥ બોલાવ્યો બોલે નહી કાંય ॥૫॥ કેશ ગ્રહી ઢંઢોળ્યો ઘણું ॥ તોય ધ્યાંન તજ્યું નહીં શંકર તણું ॥ શીવ પુ જામાં પાડ્યો ભંગ ॥ તેથી સુતનૂં કંપ્યું અંગ ॥૬॥ મા તા નિજ મંદીરમાં ગઇ ॥ આહીર સુતને મુરછા થઇ ॥ ભકિત જોઇ શિવ રીઝી ગયા ॥ કેહે છોટમ થઇ પુરણ દયા ॥ ૭ ॥

પદ ૩૮ રાગ ધોળ.

જોયું જાગી આહીર સુતે જેણી વારે ॥ દીઠા દેવળ સહી ત સદાશીવ ત્યારે ॥ એનું ઝુંપડુ તેતો ગયું કહી ઉડી થઈ કૈલાસ સરખી શોભા અતિ રૂડી ॥૧॥ થયો ઇંદ્રભવ ન સમ ભવનનો ભાગ ॥ થયો નંદન વન સમ સુંદર બાગ ॥ થયું કનક ભોવન ત્યાં સાત છે માળ ॥ મણિર ત્ન જડીત્ર છે ઝાકઝમાળ ॥૨॥ જોઇ આહીર સુતતે તો હરખ ન માય ॥ વારંવાર નમે મહાદેવને પાય ॥ ધન્ય ધન્ય તમો પ્રભુ અંતરજામી ॥ મારી માતનો અપરાધ ક્ષમજોજી સ્વામી ॥૩॥ એની માતા પામી ગઇ અચરજ મન ॥ આતે સાચુ હશે કે દીસેછે સુપંન ॥ ચંદ્રશીંહને જઇ તેણે વાત જણાવી ॥ દેખી આહીર સુતને નમ્યો નૃપ આવી ॥૪॥ જાણ્યો પ્રદોશ પુજા તણો મહીમાય ॥ પ્રેમ ભકિત વધી નમ્યો શીવજીને પાય ॥ નમ્યા શત્રુરા જા તે આહીરનેરે આવી ॥ શીવ ભકિત સરવના રૂદય માંરે ભાવી ॥૫॥ ચંદ્રશીંહને ભેટી થયા તે વિદાય ॥ સ

હુ આહીર પુત્ર તણા ગુણ ગાય ॥ નમે નગર તણાં સહુ નરનેરે નારી ॥ કહે છોટમ ભકત તણી બલીહારી ॥૬

પદ ૩૯ રાગ ધોળ.

## અનિરૂધજીની ઘોડલી.

જેજે જગતગુરૂ વૈજનાથ શેવે સુર સાથ ॥ કરે ગુણ ગાથ વંદુ વૈજનાથને ॥ ટેક. વૈજનાથ વિશાલ લોચન ચંદ્ર વીરાજે ભાલરે ॥ જટામાં વસે જાનવીરે ॥ શોભે કંઠે ગરલની ઝાલ ॥ વંદુ વૈજનાથને ॥૧॥ સરવાંગ લેપન ભસ્મનું ઉમયા વસે અરધંગરે ॥ પરીધાંન મૃગચર્મનુંરે શોભે ઉપવીત સ્વેત ભુજંગ ॥ વંદુ૦ ॥૨॥ નર કપાલ માલા વિરાજે આયુધ શુલ પીનાકરે ॥ કર ખપર રાજે ભલુરે વાજે ડીમ ડીમ ડમરૂને ડાક ॥ વંદુ૦ ॥૩॥ નંદીવાહન શોભીતુ ને વિકટ વેશ કરાલરે ॥ છોટમ એ શીવને નમુરે સદા શેવક જન પ્રતિપાલ ॥ વદુ૦ ॥૪॥

પદ ૪૦ રાગ ઉપરનો

જન શેવો સદા વૈજનાથ સુમન ગ્રહી હાથ ચઢાવો પાવન નાથ વારી વૈજનાથને ॥ ટેક. ॥ પુજા કરે બહુ પ્રેમથી સોળે કરી ઉપચારરે ॥ ચંદન ચઢાવે પ્રીતથી ॥ બિલિપત્રને પુષ્પ અપાર ॥ વારી૦ ॥૧॥ ધુપ ધરે અગર તણારે ॥ દીપક જ્યોતી અનુપરે ॥ ઉતારો પછી આરતીરે ॥ કરી જ્યોતીને નિરખે રૂપ ॥ વારી૦ ॥૨॥ સ્તુતી પાઠને પુષ્પાંજલી કરી ॥ કરે નૃત્યને ગાંનરે ॥ પ્રણામ કરી બહુ પ્રેમથીરે ॥ પછી ધરવું રૂદય માંહી ધ્યાન ॥ વારી૦ ॥૩॥ ટાળે અમંગ જીવનાં પાંમે પદારથ ચારરે ॥ કહે છોટમ શીવ શેવતાંરે ॥ સુખ પામે સકળ

સસાર ॥ વારી૦ ॥૪॥

પદ ૪૧ રાગ ખ્યાલ.

તેં તો ઘટમાં ઘર કીધુ વાલમ વરણાગીયારે સદાય સમરણ કરીએ શીવ દાતારનું રે ॥ અજ ઉંકાર નૂં રે ॥ ટેક. ॥ અજ ઉંકાર સ્વરૂપે સ્વામી ॥ અલખની રંજન અંતરજામી ॥ તે બહુ નાંમી કરૂણામય કરતારનું રે ॥ સદાય૦ ॥૧॥ એકાંતેરે આસન વાળી ॥ ત્રિગુણ ઉપર લાગે તાળી ॥ એ સાધન કરનારૂ ભવજળ પારનૂ રે ॥ સદાય૦ ॥૨॥ એક વાર શીવ નાંમ ઉચ્ચારે ॥ કોટી જન્મનાં પાપ નિવારે ॥ વળી આપે છે સુખ સઘળુ સંસારનું રે ॥ સદાય૦ ॥૩॥ જે જન શીવપદના અનૂરાગી ॥ તે પ્રાણી કહીએ બડભાગી ॥ છોટમ તેણે કરયું સાર્થક અવતારનું રે ॥ સદાય૦ ॥૪॥

પદ ૪૨ રાગ ઉપરનો

જેણે શીવને જોયા તે નર જુગમાં જાગીયારે ॥ ટેક. ॥ જાગ્યા નરની એજ નિશાની ગઇ અવિદ્યા ઉરથી જેની ॥ શિવમય થઇને જીવે તે બડભાગીયારે ॥ જેણે શીવ૦ ॥૧॥ શીવ સ્વરૂપ ન જોયું જેણે ॥ જન્મ અનારથ ખોયો તેણે ॥ લોભી લંપટ જુઠે ધંધે લાગીયારે ॥ જેણે૦ ॥૨॥ પરદારાને પરધન તાકે પરનિંદા કરતાં નવ થાકે ॥ શીવ સર્વ ગતને નવ લહે અભાગીયારે ॥ જેણે૦ ॥૩॥ માહા વાકયનો અર્થ વિચારે સકળ અવિદ્યા દુર નિવારે છોટમ તે હોય શીવપદના અનુરાગીયારે ॥ જેણે૦॥૪॥

પદ ૪૩ રાગ ઉપરનો

॥ શીવને ભુલિ શું ભટકે છે પાંમર પ્રાંણીયારે ॥ ટેક ॥

શીવ સમાંન નહી કોઇ દાતા ॥ જેને શેવે વિષ્ણુ વિધા
તા ॥ જ્યોતિ રૂપે શીવ નિશ્ચે કરી જાંણીયારે ॥ શીવ
ને ભુલી૦ ॥૧॥ જેનું ધ્યાંન ધરે છે યોગી ॥ નિર્મળ બ્રહ્મ
સુધારસ ભોગી ॥ અગમ અગોચર શીવ અંતરમાં આં
ણીયારે ॥ શીવને ભુલી૦ ॥૨॥ તપ કરી તનને શોશુ જે
ણ્યે ॥ માયાનુ સુખ માગ્યું તેગે ॥ એણ્યે ભવના ભોગ
ભલા કરી માંણીયારે ॥શીવને ભુલી૦॥૩॥ છોટમ શીવ
નુ ધ્યાન ધરે છે ॥ ભોગ મોક્ષ ફળ તેને દેછે ॥ પ્રાંણ થ
કી પ્રીય જેગે શંકર જાણીયારે ॥શીવને ભુલી૦ ॥૪॥

પદ ૪૪ રાગ ધોળ

સુંદર સરવેથી શોભિતો ॥ કાહાવે પરવત કૈલાશ ॥ તે
ની શોભા તે શી કહુ ॥ જેમાં શીવનોછે વાસ ॥સુંદર૦
॥ટેક॥ શીખર સોના રૂપા તણાં ॥ તેમાં મણિનો પ્રકાશ
॥ તિમિર કોઇ વ્યાપે નહી ॥ આઠે પોર ઉજાસ ॥ સુંદર૦
॥૧॥ વ્રક્ષ વિધિ વિધ્ય ભાત્યનો ॥ તેનો ના આવે અંત
નિત્ય નિત્ય નૌતમ ફુલે ॥ ફલે બારે માસ વસંત ॥સુંદ
ર૦ ॥૨॥ મધ્ય સરોવર શોભિતુ ॥ નિરમળ નિર ગંભી
ર ॥ ઘાટ મનોહર મણિ તણા ॥ દિસે પરમ રૂચિર ॥સું
દર૦ ॥૩॥ ખિલ્યાં કમળ કુમોદીની ॥ ભમરા કરે ગુંજા
ર ॥ જલ ખગ બોલે બહુ જાતના ॥ શોભા દીસે અપાર
॥સુંદર૦ ॥૪॥ તિરે તરૂવર શોભીતાં ॥ વિધ્ય વિધ્ય વે
લી વિતાંન ॥ મોર ચકોરને કોકીલા ॥ કરતા નૃત્યને ગાં
ન ॥સુંદર૦ ॥૫॥ મોટા મુનીવર ત્યાં મળે ॥ પાણિની
ગૌતમ કણાદ ॥ પુજે શંકરને પ્રિત્યથી ॥ ચાલે વિદ્યાના
વાદ ॥સુંદર૦ ॥૬॥ કિનર ગાંધર્વ અપચ્છરા ॥ કરે નૃત્ય

ને ગાંન ॥ છોટમ એવા શીવ રાયનુ ॥ ધરીયે રૂદયામાં ધ્યાંન ॥ સૂંદર સરવેથી શોભીતો ॥૭॥

પદ ૪૫ રાગ ખ્યાલ

ગફલતમે જન્મ ગમાયા ॥ શીવ રૂપ હૃદે નહી આયારે ॥ટેક॥ બાલપણા ખેલનમે ખોયા ॥ તરૂન પનેમે મદન બિગોયા ॥ વૃદ્ધ ભયા તબ વ્યાપિ ગઇ મોહ માયારે ॥ગફલતમે જન્મ ગમાયા ॥૧॥ જુઠ્ઠ કપટકા કરતા ધંધા ॥ શીરપર કાલ ન દેખત અંધા ॥ પાપ કર્મસે જમ કિંકરકા ॥ માર ધડાધડ ખાયારે ॥ગફલતમે૦ ॥૨॥ સજ્જન સંગ કિયા નહી જાઇ ॥ દુષ્ટ સંગસે દુર્મતિ આઇ ॥ એક પલક શીવ ધ્યાંન રૂદે નહી આયારે ॥ગફલતમે૦ ॥૩॥ છોટમ ચેને વિરલા કોઇ ॥ મન કામ લસબ દારે ધોઇ ॥ શીવ મય હોકો શીવ પદ માંહી સમાયારે ॥ ગફલતમે જન્મ ગમાયા ॥ ૪ ॥

પદ ૪૬ ખ્યાલ

જગકા સૂખ જેસા સપના ॥ તુમ કાજ સૂધારો અપનારે ॥ જગકા સૂખ જેસા સપના ॥ટેક॥ જકત ચરાચર દીસે જેતા ॥ક્ષણમે વિણશી જાવે તેતા ॥ તાતે શીવકા નાંમ નિરંતર જપનારે ॥ જગકા સૂખ જેસા સપના ॥૧॥ જબલગ તેરે વશમે કાયા ॥ જબલગ મોત નિકટ નહી આયા ॥ તબલગ મન સ્થીર કરીકે તપમે તપનારે ॥ જગકા૦ ॥૨॥ છોટમ સદગુરૂ ભેદ બતાયા ॥ ચોથા પદમે શીવ દરસાયા ॥ તાતે મિટ ગઇ મનકી સર્વે કલ્પનારે જગકા સુખ જેસા સપના ॥૩॥

પદ ૪૭

॥ કરના ફકિરી કયા દલગીરી એ રાગ ॥

॥રાગ ખ્યાલ॥ શીવોહં શીવોહં શબ્દ નિરંતર ॥ જાપ જુગતસે કરનાજી ॥ આસન મારી સૂરત દ્રઢ ધારી ॥ ધ્યાંન ઉસીકા ધરનાજી ॥ટેક॥ દેહનકે પર ઇંદ્રિનકે પર ॥ મન બુધિકે પારાજી ॥ અગમ અગોચર જાપ હોત હે કેવલ ગગના કારાજી ॥શીવહં૦ ॥૧॥ નાદ અનાહત બજે નિરંતર ॥ ગર્જત હે ઉંકારાજી ॥ જાગ્રત સપ્ન શષો પતિ માહી ॥ ત્રુટત નહી કછુ તારાજી ॥શીવહં૦ ॥૨॥ સ્થુલ સૂક્ષમ ઓર કારણ તજકે ॥ માહા કારણમે રેહેનાજી ॥ કહે છોટમ યહ ભેદ ગુરૂકા ॥ સો કોઇકુ નહી કેહેનાજી ॥ શીવોહં શીવોહં શબ્દ નિરંતર ॥૩॥

પદ ૪૮

શીવ શીવ શીવ યહ રટણ નિરંતર કરી લે તુ મન મેરાજી ॥ માત પીતા સુત દારા બાંધવ અંતે નહી કોઇ તેરાજી ॥ શીવ શીવ૦ ॥૧॥ જનમ જનમકા એહે સાથી પાલક પોષક તેરાજી ॥ દૂર દુર કાહા માંનત મુરખ સદા રહત હે ભેરાજી ॥ શીવ શીવ૦ ॥૨॥ કરતા ધરતા ભરતા શંકર રહત નિરંતર નેરાજી ॥ મનસા વાચા ઓર કરમસે હો રહે શીવકા ચેરાજી ॥ શીવ શીવ૦ ॥ ૩ ॥ સાર અસાર વિચ્યાર ન સુઝા મન માયાને ઘેરાજી ॥ કહે છોટમ શીવ ભજન કરી લે મીટે જન્મકા ફેરાજી ॥ શીવશીવશીવ યહ રટણ નિરંતર તુ કર લે મન૦ ॥૪॥

પદ ૪૯ રાગ ગજલ

સમઝ લે સાર સમઝ લે સાર કહે તુ કાંન તેરા કરતાર ॥

બનિ પંચ ભુતકી કાયા ઇંદ્રિ મન પ્રાંણ સબે માયા ॥ સમઝ લે૦ ॥૧॥ ચેતના રૂપ હે તેરા ॥ સદાશીવ દેવકા ચેરા ॥ પશુ હોઇ પાશમે પઢીયા ॥ તેરા પતિના તુજે જ ડીયા ॥ સમઝ લે૦ ॥૨॥ સદાશીવ દેવ રીઝાવેગા ॥ તેરા ધની તોહી પાવેગા ॥ ધનિ બિન ખાયગા ધોકા ॥ ફીરેગા લોકપર લોકા ॥ સમઝ લે૦ ॥ ૩ ॥ સારકા સાર હે એ હી ॥ પરમ શીવ પાવના તેહી ॥ છોટર એહી તત્વ હે સાચા ॥ કૃપા બિન જીવ મરે કાચા ॥ સમઝ લે૦ ॥૪॥

પદ ૫૦

॥ દ્વારકાંના વાશીરે એ રાગ ॥

॥ રાગ શાંમેરી તથા મેવાડો ॥ શીવ શીવ સમરોરે સ હુ જન સ્નેહર્થીરે ॥ તજી સહુ તનમન કેરા વીકાર ॥ અ તિ સૂખ આપેરે એ ઉમયા પતિરે ॥ પ્રીત્યે કરે ભવ જ ળ કેરે પારચ ॥ શીવ શીવ. ॥૧॥ જીવ કેરૂ જીવનરે પ્રાં ણ કેરો પ્રાંણ છેરે ॥ અંતર જામી અખંડ અનુપ ॥ સ રવમાં શાક્ષીરે શંકર છે સદારે ॥ સદચિદ આનંદ એવુ રૂપ ॥ શીવ શીવ. ॥૨॥ જક્ત ચરાચરરે શોભી રહ્યું જે વડેરે ॥ રવી શશી પાવક માંહ્ય પ્રકાશ ॥ શરજે ને પાળેરે વળી સહુ સંવરેરે ॥ આપો આપે રહે સદા અ વિનાશ ॥ શીવ શીવ. ॥૩॥ એવા શીવ જાણીરે ભજી યે ભાવર્થીરે ॥ તે થકી જીવ કૃતારથ થાય ભુક્તિ મુ ક્તિ આપેરે ॥ પુરે મન કામનાંરે છોટમ તે શીવના ગુ ણ ગવાય ॥ શીવ શીવ સમરોરે ॥૪॥

પદ ૫૧ રાગ સામેરી

પરમ દયાળુરે શીવ સુખ ધાંમ છેરે ॥ અઢળક દાંની

અવીક ઉદાર ॥ પતિતને પાવનરે કરતા છે પ્રભુરે ॥ ઉ
માપતિ અક્ષય સૂખ દાતાર ॥પરમ દયાળુ૦ ॥૧॥ વેશ
અમંગલરે દીસે નીજ દેહનોરે ॥ મંગલમાં મંગલ જેનુ
નામ ॥ ગરલને પીધુરે દુખ હરચાં દેવનાંરે ॥ ત્રિપુરને
ટાળી દહ્યો છે કાંમ ॥પરમ દયાળુ૦ ॥૨॥ દીન જન વ
લ્લભરે ઘણા માહાદેવનેરે ॥ કરી રહ્યા કાશી પુરીમાં વા
સ ॥ મુકત કરે છેરે ચરાચર જીવનેરે ॥ કાપે એક ક્ષણ
માંહે માયા પાશ ॥પરમ દયાળુ૦ ॥૩॥ વિષ્ણુને વાલા
રે શીવ સહુથી બહુરે ॥ ઋષી મુની ધારે છે જેનુ ધાંન
॥ છોટમ એવારે શીવજીને જે ભજેરે ॥ તેને પ્રભુ આ
પે છે અદ્વય જ્ઞાંન ॥ પરમ દયાળુ૦ ॥ ૪ ॥

પદ પર

રાગ કિરતન હરી તુને પ્રસંન તે કયમ થાશો એ રાગ

કરીયે શીવ શેવા શીવ શેવા ॥ શીવ તો છે દેવાધિ દે
વા કરીયે શીવ શેવા શીવ શેવા ॥ટેક॥ રજો ગુણે શ્રષ્ટિ
ઉપજાવે ॥ ભવ નાંમે શીવ કહે છે ॥ તમો ગુણે સીંહાર
કરે ત્યાં ॥ હર એ નાંમ દે છે ॥કરીયે શીવ૦ ॥૧॥ સાત્વિ
ક ગુણથી શ્રષ્ટિ પાળે ॥ મૃડ એ નામ ધરે છે ॥ ત્રણ્યે ગુ
ણથી રહીત થાય તો ॥ નાંમ સદાશીવ કે'છે ॥ કરીયે
શીવ૦ ॥૩॥ સરવ દેવ છે શેવક જેના રે છે એક એક
અંગે ॥ છોટમ શીવ આકાશ રૂપ છે તે વ્યાપક સરવં
ગે ॥ કરીયે શીવ શેવા૦ ॥૪॥

પદ પ૩ રાગ ગરબી

ઉમા કાંતને ભજી લ્યો એ રાગ.

ભસ્મ ધારણ થકી પાપ સર્વ જાય છે જો ॥ કોટી તિર

થ કેરા સ્નાનનુ ફળ થાય છે જો ાટેકા એક વિપ્ર ભસ્મ ધારી રેતો રાંનમાં જો ॥ તેને મહીમા ઘણો લખ્યાછે પુ રાણમાં જો ાભસ્મ ધા૦ ા૧ા યોગ માર્ગ વડે શંભુને આરાધતો જો ॥ પ્રણવ રૂપ શીવ જાંણિ નિત્ય ધારતોજો ભસ્મ૦ા૨ાબ્રહ્મરાક્ષસઆવ્યોભક્ષણકરવાતેહનેજોાભરી બાથ માંહે લીધો તેના દેહને જો ાભસ્મ૦ ા૩ા ભ સ્મ સ્પર્શ થયો રાક્ષસ કેરા તંનમાં જો ચડ્પ બુધિ ફરી જ્ઞાંન થયું મનમાં જો ॥ ગયાં પાપ ને સભાવ દુષ્ટનો ફ રયો જો ॥ શીંશ નાંમી ઘણો વિનય વિપ્રનો કરયો જો ॥ ભસ્મ૦ ા૪ા પુર્વે જન્મ હુતો ભુપ માહા પાતકીજો ॥ જાર કર્મનો કરનાર ઘોર ઘાતકી જો ॥ નર્ક ભોગ કરી મા ર જમ તણો સહો જો ॥ બ્રહ્મ રાક્ષસ થયો વન વિષે જ તો રહો જો ાભસ્મ૦ ા૫ા અડી ભસ્મ માહા પુરૂપ કે રા અંગથી જો ॥ કહે છોટમ થયો મુક્ત સુજન સંગથી જો ॥ ભસ્મ ધારણ થકી પાપ સર્વ જાયછે જો ા૬ા

પ: ૫૪ રાગ કાફી.

હોલો હોલી કહેછે પ્રભુ માહારી વાહારે ચડો. એ રાગ.

શાક્ષી રૂપ શંકરરે જુવો તેને ધ્યાન ધરી ॥ અજપા ગા યત્રીરે જપો એક ઠામે કરી ॥ અરૂણ ઉગે ત્યાંથી આસ ન વાલી ચિત્ત ઠરાવો એક ઠામ ॥ અજપા કેરો આરંભ કરવો સાસમાં શીવોહંગનામ ॥ પછે નવ ફરકેરે જોવું એ મ જુગતે કરી ॥ શાક્ષી૦ ॥૧॥ ચતુર દલને ચિતવી પે હેલુ રાતોં છે જેમાં રંગ ॥ સિદ્ધ ને બુદ્ધિ સાથે ગણપ તી સ્વામી જોજો ઉલટ ધરી અંગ ॥ છસેં જાપ અરપી રે પુજો કરી પ્રીત ખરી ॥ શાક્ષી૦ ॥૨॥ કમલ ષટ દલ

ઉપસ્થ ઠામે પીળો છે રંગ પ્રકાશ ॥ બ્રહ્મા સાવિત્રિની જ્યોતિ છે જેમાં અરપો હજાર ષટ સ્વાસ ॥ પ્રેમ કરી પુજોરે મન ઉપચારે કરી ॥ શાક્ષી૦ ॥૩॥ નાભી કમલ તમે દશ દલ દેખો નિલ મણી સમ રંગ ॥ વિષ્ણુ ને લક્ષમીનો વાસો છે તેમાં ઉજ્વળ જ્યોતિ અભંગ ॥ હજાર ષટ અરપોરે અજપા પછી પુજો હરી ॥ શાક્ષી૦ ॥૪ ॥ રૂદે કમલ દલ દ્વાદશ કહીએ સ્વેત સ્ફટીક સમરંગ ॥ શીવ પારવતીનો વાસો છે તેમાં ગણ અનેક છે સંગ ॥ હજાર ષટ અજપારે અરપો અતિ ભાવ ધરી ॥ શાક્ષી. ॥૫॥ કંઠ કમલ દલ ષોડસ કહીએ જીવ તણો છે વાસ॥ વિચિત્ર રંગછે જ્યોતિરે તેની અરપો હજારેએક સ્વાસ॥ પુજા તેની કરતાંરે પાપ થકી જશો તરી ॥ શાક્ષી૦ ॥ ૬॥ આજ્ઞા ચક્ર છે બે દલ કેરૂ તેમાં પરમાત્માનો છે વાસ ॥ ચંદ્ર સૂરજ સમ અક્ષર બે એમાં પુરણ જ્યોતી પ્રકાશ ॥ ગગન મંડલથીરે અમ્રત આવે ઝરી ॥ શાક્ષી૦ ॥૬॥ શીશ સરોજ છે શહસ્ત્ર દલનુ તેમાં પરમ શીવ વાસ ॥ પુરણ પ્રેમ વડે પુજીએ મનથી અરપી શહસ્ત્ર એક સ્વાસ ॥ છોટમ શીવ દરસેરે સુખે ભવ જશો તરી ॥ શાક્ષી રૂપ શંકરરે જુવો તમે ધ્યાન ધરી. ॥૭॥

પદ ૫૫ રાગ કાફી.

અવિદ્યા અંતરમાંરે ભરેલી કાંય નહી છાની ॥ મુઢ તો માને છેરે પોતાને પંડિત જ્ઞાની ॥ અનિત્ય વસ્તુને નિત્ય ગણે છે ને અશુદ્ધ દેહ કહે શુદ્ધ ॥ નાશી વસ્તુને કહે અવિનાશી એમ શરવે બકે છે વિરૂદ્ધ ॥ શીવ નવ સુજેરે એથી બહુ થઇ હાની ॥ અવિદ્યા૦ ॥૧॥ બીજી

અવિદ્યા અસ્મીતા નાંમે ધાંમ ધરાદીક જેહ ॥ પુત્ર દારા પશુ આદે પદારથ ઇશ્વરે સરજેલુ તેહ ॥ પોતાને અજ્ઞાનેરે માહારૂ કરી લેછે માની ॥ અવિદ્યા૦ ॥૨॥ રાગ અવિદ્યા ત્રીજી છે એવી જે અનુકુળ વસ્તુપર સ્નેહ ॥ રાત દિવસ રહે ચિંતવન તેમાં બળીયું છે બંધન એહ ॥ સ્નેહ પાસે બાંધ્યોરે છુટયાની ગતિ હોય શાંની ॥ અવિદ્યા૦ ॥૩॥ ચોથી અવિદ્યા શેશજી કહે છે જે પોતાથી પ્રતિકુલ હોય ॥ તેના ઉપર બહુ દ્વેષ કરેછે દેખીને દાઝે સોય ॥ ઇશ્વર વ્યાપક સહુમાંરે દુભેછે તેને અભિમાની ॥ અવિદ્યા૦ ॥૪॥ અભિનીવેશ છે પાંચમી તેતો મરણ તણો હોય ત્રાસ ॥ શીવ સ્વરૂપ માંહે મન નથી ધરતો દેખી શરીરનો નાશ ॥ છોટમ એ અવિદ્યારે તજે તે ખરા વિજ્ઞાંની ॥ અવિદ્યા૦ ॥૫॥

પદ ૫૬ રાગ ઉપરનો.

શીવ શીવ ભજતાંરે પાપ સર્વે પ્રલે થશે ॥ પાપ ટળી જાતાંરે મન અતિ નિર્મળ થશે ॥ મન નિર્મળહોય આરશી જેવું ॥ તેમાં ભાહેછે શીવનો ભાસ ॥ ભાસને જોતાં ભાસક જણાશે જેછે પોતાની પાસ ॥ અજ્ઞાંન અંધારૂરે તેથી તારા તનનુ જશે ॥ શીવ શીવ ભજતાંરે પાપ સર્વે નાસી જશે ॥૧॥ ચોવીસ તત્વોછે જડ સઘલાંને માયા પચીસમી જાંણ્ય ॥ છવીસમોછે શીવસનાતન તેને અંતરમાં આંણ્ય ॥ શીવ વિના સઘળુરે આવેનહીં કાંમ કશે ॥ શીવ શીવ૦ ॥૨॥ જડ અભિમાંને જીવ ગણાયો ॥ ને વહ્યો કરમનો ભાર ॥ પાપ કરમ કરી દુખજ પામે ॥ મરણ પછી જમમાર ॥ શીવ શીવ ભજશેરે તેતો

શીવ રૂપ હશે ॥ શીવ શીવ૦ ॥૩॥ શીવ વિમુખથઇ જી
વ ભમે તેને સપ્ને મલે નહીં સુખ ॥ મીથ્યા મનોરથ
મોદક ખતાં ભાગે નહીં કહી ભુખ ॥ છોટમ શીવ ભજ
તાંરે સદા નર સુખી હશે શીવ શીવ૦ ॥૪॥

પદ ૫૭ રાગ કાફી.

જ્યોતર્લીંગ દ્વાદશરે ॥ શ્રષ્ટિમાંછે શંકરનાં દરશન તેનુ
કરતાંરે પાપ નાશ કરે નરનાં ॥ સોમેશ્વરછે સદાશીવતે
સોભે સોરઠ દેશ ॥ સશીલ્લમાંહે છેમલ્લકાર્જન ઉજેણિ મ
હંકાલેશ ॥ ઉંકાર રેવા ત્રડમાં રેછે લિંગ અમરેશ્વરનાં
જ્યોતિ૦ ॥૧॥ વૈજનાથછે ચિતા ભોમીમાં તે ઝાડખંડી
કેવાય ॥ નાગેશ્વરછે દારૂકા વનમાં ત્યાં જાઅ તેરાજા થા
ય ॥ કેદાર હીમાલયમાંરે કરોં દરશન હરનાં ॥ જ્યોતિ૦
॥૨॥ ગુસ્મેશ્વરછે શીવાલયમાં સેતુબંધ રામેશ ॥ ત્રંબ
નાથછે ગોતમિ ત્રડમાં વાણારશ વિસ્વેશ ॥ ડાકેણ દેશ
માંહેરે દરશન ભિમેશ્વરનાં ॥ જ્યોતિ૦ ॥૩॥ એવાંજ્યો
તિ લિંગ દ્વાદશતેનાં દશન જેને થાય ॥ભકિત પ્રભુનીજાં
મે રૂદયમાં પાપરહીત નર થાય ॥ છોટમ પદ પાંમેરે સૂ
ખે પરમેશ્વરનાં ॥ જ્યોતિલિંગ દ્વાદશરે ॥૪॥

પદ ૫૮ રાગ કેદારો.

શીવનિ નિંદા જેકરનારા વૈષ્ણવ નાંમ ધરાવેરે ॥ તે પા
પિને હરીનુ દરસન સ્વપ્નામાં ના આવેરે ॥ ટેક ॥ એક
જ દેવ વેદમાં કહેછે તે શીવ નાંમે લહીયેરે ॥ શીવ નાં
મછે કલ્યાણકેરૂ અવર અકલ્યાંણ કહીયેરે ॥ શીવનિ૦
॥૧॥ ભેદ સદાછે ભયનો હેતૂ એમ શ્રુતિમાં કહેછેરે ॥
શીવ વિષ્ણુમાં ભેદ ગણેછે તે સઘળાં દુખ સહેછે રે ॥

શીવનિ૦ ॥૨॥ એકજ ઇશ્વર આપ કરેછે ઉતપત્તિ સ્થીતિ સીંહારરે ॥ ત્રણરૂપ કવીયોયે કલ્પાં પણ નહીં ભિન્ન લગારરે ॥ શીવનિ૦ ॥૩॥ શીવ તે વિષ્ણુ વિષ્ણુ તે શીવ ॥ અજ અવિનાશી અનંતરે ॥ છોટમ બ્રહ્મ એકજે જાંણે તે જ્ઞાની ગુણવંતરે ॥ શીવનિ નિંદા૦ ॥૪॥

પદ ૫૯ રાગ કેદારો

જેનરને શીવ શેવા ન ગમે તે નર પાંમર કહીયેરે ॥ જન્મ ધરયો તે ન ધરયા જેવો પશુ બરાબર લહીયેરે ॥ જેનરને૦ ॥૧॥ ભેદરહીત બ્રહ્મ બુધિથી શેવે શીવને પાંણિરે ॥ તેને શીવ અક્ષય સુખ આપે જન પોતાનો જાંણીરે ॥ જેનરને૦ ॥૨॥ એક અકલ અદ્વૈત અનાદી શીવ સર્વેશ્વર કાહાવેરે ॥ ભાવ કરી તે પ્રભુને ભજતાં ભવ સંકટ ના આવેરે ॥ જેનરને૦ ॥૩॥ બ્રહ્મા વિષ્ણુ ને ઇંદ્રાદીક શીવપદના અનુરાગીરે ॥ કહે છોટમ જે શીવને ભજશે તે પ્રાણિ બડભાગીરે ॥ જેનરને શીવશેવા૦ ॥૪॥

પદ ૬૦ રાગ કેદારો.

જીવ શીવનો સદા સમંધિ સખા પરસ્પર કહાવેરે ॥ પાસે રહીને પોષણ આપે આનંદ બહુ ઉપજાવેરે ॥ જીવ શીવનો૦ ॥૧॥ જતન કરી જઠરાની મધ્યે દેહ રચ્યો છે રાજેરે ॥ અનંત પદારથ જે ઉપયોગી સરજ્યાં છે જીવ કાજેરે ॥જીવ શીવનો૦ ॥૨॥ વિષય સ્વાદમાં જીવ વલુધ્યો સમીપ સખા નવ જોયોરે ॥ પાપ કર્મ કરી ભવમાં ભટકયો ઉત્તમ નર તનુ ખોયોરે ॥જીવ શીવનો૦ ॥૩॥ જો શુભ કર્મ કરીને સઘળાં શીવને અરપે જ્યારેરે ॥ કહે છોટમ શી પરમ કૃપાળુ પોતાનો કરી થાપેરે ॥ જીવશી

વનો સદા સમંધિ સખા પરસ્પર કહાવેરે ॥ ૪ ॥

પદ ૬૧ રાગ ઉપ નો

શીવના અંશ જીવ છે સઘળા શ્રુતિમાં કહે છે એવારે॥ અગ્નિમાંથી તણખા ઉપજે શીવમાંથી જીવ તેવારે ॥ શીવના અંશ૦ ॥૧॥ જેવી ઉપાધીમાં જે પડીયો ત્યાં તેવો કહેવાયરે ॥ પાછો જઇ અગ્નિમાં પડતાં તણખો કો ય ન ગાયરે ॥શીવ અંશ૦ ॥૨॥ અંશ અવિદ્યા માંહ્ય મ ળ્યાથી દીન ભાવને પાંમ્યોરે ॥ જે જે અંશ મળ્યો શી વ માંહે તે જીવ ભાવ વિરાંમ્યોરે ॥ શીવના અંશ૦ ॥ ૩॥ એમ વિચારી ધ્યાંન નિરંતર શીવ સ્વરૂપનૂ ધરીયે રે ॥ કહે છોટમ જીવ શીવમાં હોમી વળતી સૂખે ફરી યેરે ॥ શીવના અંશ જીવ છે સઘળા ॥૪॥

પદ ૬૨ રાગ ઉપરનો

વ્યકતા વ્યકત કાર્જને કારણુ વિશ્વ પરસ્પર જેહરે ॥ ઇ શ્વર તેનુ પાલન કરતા શીવ સ્વરૂપ છે તેહરે ॥ વ્યકતા વ્યકત૦ ॥૧॥ જીવ અનીશ્વર ભોકતા થઇને ॥ તેમાં બં ધન પાંમેરે ॥ તે ઇશ્વરને જે જન જાણે બંધન સઘળાં વાંમેરે ॥વ્યકતા વ્યકત૦ ॥૨॥ જાંણ્યા જોગ્ય એજ પર મેશ્વર રેછે આત્મા માંહ્યરે ॥ તેથી અવર જાણવા જેવું છે નહી બીજુ કોયરે ॥વ્યકતા વ્યકત૦ ॥૩॥ એમ સર્વે ઉપનિષદ કહે છે એક દેવ અવિનાશીરે ॥ કહેછે છોટમ તે શીવને જાણે તો ટાળે ભય ફાંશીરે ॥વ્યકતા૦ ॥૪॥

પદ ૬૩

ચાહ્ય વેલી અલબેલી પ્યારી રાધે એ રાગનો પ્રમધ.

સદાશીવ રૂપ સત્ય એક લ્યો વીચ્યારી ॥ ચીદને આ

નંદ સીંધુ પરમ મંગળકારી ॥ અજરને અમર એ છે પુરાતન પુર્ષ જે છે ભવ્ય જન બ્રહ્મ કે છે ॥ ધર્મ પર્મ ધા રી ધારી કે લ્યો વિચ્યારી ॥ સદાશીવ રૂપ સત્ય૦ ॥૧॥ અનંત કોટી ઇંડ અધર જે ધરેછે ॥ શૃજે પાલે ને સીંર તે કરેછે ॥ ભજે તેને ભોગ મોક્ષ શંકર દેછે ॥ અતિ કરા ળ વપુ વિશાલ માહા કાલ કેરોકાળ ચંદ્ર ભાલ મુંડ મા લ ભુષણુ બાલ શાંત ઘોર ઉભય રૂપ છબી ભારી ભારી કે લ્યો વીચ્યારી ॥૨॥ સીંધુ મથન થકી ઝળક્યુ ઝેર ઝ્યારે દેવ દૈત્ય ડરી દુર રહ્યા ત્યારે વીન મહેષ કોણ વિષમ ગરલ ધારે ॥ સુણી એમ ધરી પ્રેમ કર્યું તેમ પી યુષ જેમ પીધુ તેમ તજી વેમ કુશળ ક્ષેમ કર્યા દેવ ભ ય નિવારી વારી કેજો વિચ્યારી ॥૩॥ જેનિ આજ્ઞા આ ધીન દેવ ડરી રેછે ॥ વાયુ વેગ તજી બીતો બીતો વહે છે ॥ જેના ભયથી રવી તેજથી તપેછે ॥ ઇંદ્ર અગ્નીવૃષ્ટિ કાંમને કરે છે ॥ મ્રત્યુ ધાય નાઠુ જાય અખિલ રાય શી વ સદાય ગુણ સદાય વેદ ગાય વંદે પાય ॥ છોટમ મ હીમા એવો પરમ શીવનો ભારી ભારી કે લ્યો વિ- ચ્યારી ॥ ૪ ॥

પદ ૬૪ રાગ ઉપરનો

પુરણ પ્રેમથી સજી લ્યો શીવ શેવા ॥ અખીલ લોકમાં ઉદાર નથી એવા ॥ જકતનુ કારણ જે છે અખીલ આ ધાર એ છે ॥ ત્રિગુણથી રહીત તે છે ॥ ધારચ લક્ષ લેવા લેવા કસજો શેવા ॥ પંચ વદન શોભા સદન આનંદ કારી ॥ સ્વેત રંગ ઉજવળ અંગ ભસ્મ ધારી ॥ જટા મુગટ મધ્ય વિશાદ ગંગ વારી ॥ અર્ધ અંગ ઉમા સંગ રૂ

ડે રંગ અતી ઉમંગ ભ્રાંતિ ભંગ કથે પ્રસંગ અમીત એ
વા એવા કે સજો શેવા ॥૨॥ આવે શર્ણ તેને અભય દાં
ન દે છે॥ બ્રહ્માનંદ માંહે મગન નિત્ય રેછે ॥ આ સુતો
ષ એવા એક દેવ એ છે ॥ આનંદ કંદ સોભા વૃંદ હરે
દ્વંદ માયા ફંદઃ શેખરચંદઃ મોહનીકંદઃ વેદછંદ કહે વી
મલ જ્ઞાંન દેવા દેવા કસજો શેવા ॥૩॥ ડાક ડમરૂ ને ત્રિ
લ ખપર ધારી॥ થાપ્યો વેદ ધર્મ ત્રિપુરને સીંહારી ॥
અમંગલ વેષ ભજે તેને મંગલકારી ॥ આદી નાંમ છે
ઉંકાર નિગમ સાર અગ્ર અપાર દલન હાર હરી વિકાર
મોહ માર કરે પારચ છોટમ દરસે પ્રભુ કોટી ભાનુ જે
વા જેવા કસજો શેવા ॥૪॥

પદ ૬૫

ઠમકે ચાલત રામચંદ્ર બાજત પૈંજનિયા એ રાગ

પ્રભાતમાં ગવાય છે

પ્રાતઃ ઉઠી સમરીયે શ્રીશંકર સુખકારી ॥ બાલચંદ્ર લ
સે ભાલ કંઠ ગરલ મુંડ માલ ભુષણ કરાલ વ્યાલ શીશ
ગંગધારી ॥ પ્રાતઃ ઉઠી સમરીયે૦ ॥૧॥ ભસ્મ લેપ સ
ર્વ અંગ ક્રોધથી દહ્યો અનંગ ભુત પ્રેત સખા સંગ હણ્યો
ત્રિપુર ભારી ॥પ્રાતઃ ઉઠી સમરીયે૦ ॥૨॥ વ્યાઘ્ર ચર્મ
પરીધાંન રાજે શુભ વ્રષભ યાંન કુંડલ અતિ લસે કાંન
વામ અંગ શૈલ સુતા શોભે અતિ પ્યારી ॥પ્રાતઃ ઉઠીસ
મરીયે૦ ॥૩॥ ડમરૂ ત્રિશુલ હાથ પ્રમથાદી સકળ સાથ
જેજે ત્રિલોકી નાથ છોટમ બલીહારી ॥ પ્રાતઃ ઉઠી સ
મરીયે શ્રીશંકર સુખકારી ॥૪॥

પદ ૬૬

જેજે ઉમા નિવાસ શંકર અવિનાશી ॥ આસન કૈલાસ કાશી સમશાંન વાશી ॥ ટેક. ॥ તાંડવસુ કરે નૃત્ય વાજે ડમરૂ તાલ ગત્ય ॥ ડીમ ડીમ ડીમ ડીમક હોય સરસ નાદ ખાસી ॥ જેજે૦ ॥૧॥ રાગ રંગ તાલ તાંન કરે સ રસ શામ ગાંન ॥ આપે જનને અભયદાંન ટાળે દુખરા શી ॥ જેજે૦ ॥૨॥ સકલ અંગ સુભગ રંગ લાજે કોટી અનંગ ॥ અંગ અંગ કોટી ભાનૂ તેજ છે પ્રકાશી ॥ જે જે૦ ॥૩॥ આપે અદ્વૈત જ્ઞાંન ટાળે મદ મોહ માંન ॥ છો ટમના હ્રદય માંહે આપ રહ્યા ભાશી ॥ જેજે૦ ॥૪॥

પદ ૬૭ રાગ ઉપરનો

જેજે માહારૂદ્ર અખીલ લોકના પતિ ॥ દીન થઈ જોડી હાથ આવી નમે ચરણ સાથ ॥ રીઝી આપે ઉમાનાથ મુગતી સંપતિ ॥ જેજે૦ ॥૧॥ શીવ સમો નહી ઉદાર શાંતી પુષ્ટી કરનહાર ભસ્મ કરી માર વરથી રીઝવી ર તી ॥ જેજે૦ ॥૨॥ કાશી માંહે કરી વાસ રહે સદા ઉમા નીવાસ ॥ જીવ જંતુ મરે તેને આપે સદગતી ॥ જેજે૦ ॥૩॥ છોટમ કરૂણા નિધ્યાંન કોય નહીં શંભુ સમાન ॥ આપેછે અરૂઢ દાંન રીઝીને અતિ ॥ જેજે૦ ॥૪॥

પદ ૬૮ રાગ પ્રભાત.

જે ઉમાકાંત ભગવંત ભવ ભય હરણ દેવ અશરણ શ- રણ દીનબંધુ ॥ શુલીનં શંકરં ગરલ ગંગાધરં અખિલ જગનાથ આનંદ શીંધુ ॥ જે ઉમા૦ ॥ ૧ ॥ વ્યાઘ્ર ચર્માં બરં ગૌર તન સુંદરં કોટી કાંદર્પ લાવણ્ય ધામં ॥ ભુતિ ભુજગ ભુષણં રહીત સકળ દુષણં નૌમિ કરૂણા કરં પુ

ણુ કામં ॥ જે ઉમા૦ ॥૨॥ પ્રફુલ ત્રય લોચનં કામ મદ મોચનં પ્રણત જનપાળ જે ત્રિપુર હંતા ॥ બ્રહ્મ કુલવંદ નં ભક્તઉર ચંદનં વિષ્ણુ અજ સેવ્ય મહીમા અનંતા ॥ જે ઉમા૦ ॥૩॥ પાપવન પાવકં સકળ સુખદાયકં કારૂણીક પરમ કલ્યાણ રાશી ॥ છોટમ પરમ શીવ શેવી એ પ્રેમથી શોક સંતાપ સહુ જાય નાશી॥જે ઉમા૦॥ ૪

પદ ૬૯ રાગ ધુન્ય જોડીની

જે જે શંકર કૈલાસ ધણી ॥ પરમ દયાળ ઉદાર સદાહર શકળ દેવ શીર મુગટ મણી ॥ જે જે૦ ॥૧॥ દાંનવ ઘોર દેવ દુખદાયક ત્રિપુર દીધો એક બાંણ હણી ॥ જે જે૦ ॥૨॥ કાશી માંહી મરે જીવ જંતુ મુક્તિ દે સાયોજ્ય તણી ॥ જેજે૦ ॥૩॥ છોટમ સકળ સુરાસુર મુની ગણ વંદે શીવને વેદ ભણી ॥ જજે૦ ॥૪॥

પદ ૭૦ રાગ ઉપરનો

જય જય શ્રી ઇશ્વર ૐકારા તીન પાદ શ્રષ્ટિકો કારન ચોથા આપ રહે ન્યારા ॥ જયજય૦ ॥૧ ॥ પેહેલા પાદ અકાર રજોગુન સો સબ જગ સરજનહારા ॥ જયજય૦ ॥૨॥ દુજા પાદ ઉકાર સત્વગુન સો પાલે સબ સંસારા ॥ જય જય૦ ॥૩॥ ત્રિજા પાદ મકાર તમોગુન સો કરી ડારે સીંહારા ॥ જય જય૦ ॥૪॥ અર્ધ્ધ માત્રિકા આપ સદાશીવ સો સબકા હે આધારા ॥ જય જય૦ ॥૫॥ એસે પ્રણવ રૂપ પરમેશ્વર છોટમ દ્વીજનરકુ પ્યારા જય૦॥૬

પદ ૭૧ રાગ ચાબખા.

જીવ તમે શીવ રૂપને શેવોરે ॥ ઉદાર કોય દેવ નથી એવો ॥ નાંમ રૂપ તો જડ છે સઘળુ નિશ્ચે કરી જાણો ॥

ચેતન રૂપ તો શીવજ એક છે તે ઉરમાં આંણોરે ॥ જી
વ૦ ॥૧॥ ભોગ ને મોક્ષ બે આપે સદાશીવ છે સમરથ
શાંણો ॥ રંક જાણીને કૃપા કરે તો થઇ બેસે રાણો ॥
જીવ૦ ॥૨॥ દેવને દાંનવ સાગર વલોવતાં ઝેર નિકળ્યુ
જયારે ॥ તરત સદાશીવ પાંન કરીને સુખી કરયા ત્યા
રે ॥ જીવ૦ ॥૩॥ શીવ તજીને અવર ઉપાસે પશુ કહે
તેને ॥ કહે છોટમ શીવ સ્વરૂપ ભજતાં મોક્ષ મળે એ
ને ॥ જીવ તમે શીવ રૂપને૦ ॥૪॥

પદ ૭૨

અલબેલીરે અંબે માત જોવાને જઇએ. એ રાગ.

શીવશંકર પરમ દયાળ અતિ સુખકારી છે ॥ પ્રભુ ભ
ક્ત તણા પ્રતિપાલ મહીમા ભારી છે ॥ મહીમા ભારી
નિગમ ઉચ્ચારી ગાય નિરંતર શેશરે ॥ અખિલ ઇંડને
શીરપર ધરતાં ભાર ન લાગે લેશ ॥ અતી૦ ॥૧॥ ઘોર
પાપ કરનારા પ્રાણી કાશીપુરીમાં જાયરે ॥ પંચ કોશમાં
દેહ તજે તો મોક્ષ કરે શીવ રાય ॥ અતિ૦ ॥૨॥ દાંનવ
ઘોર દેવ દુઃખદાયક ત્રીપુરાસુર છે નાંમરે ॥ એક બાંણ
થી તેને મારી તરત હણ્યો તે ઠાંમ ॥ અતિ૦ ॥૩॥ વે
દ ધર્મ રક્ષક સુર ત્રાતા કરતા જનનાં કાજરે ॥ કહે છો
ટમ એવા શીવ શેવે પાંમે અખંડ રાજ શીવ સુખકારી
છે ॥ શીવશંકર પરમ દયાળ અતિ૦ ॥૪॥

પદ ૭૩ રાગ ઉપરનો

અતિ અદ્દભુત રૂપ અપાર શંકર પરમ ગુરૂ ॥ માહા વિ
ધાનો દાતાર શેવક કલ્પ તરૂ ॥ કલ્પ તરૂ તો જડ છે માટે
તેથી મોક્ષ ન થાયરે ॥ શંકર તો છે ઇશ્વર માટે આપે

મોક્ષ સદાય ॥ શંકર૦ ॥૧॥ અનેક પતિત ઉધ્ધારચા જે ણે ગુણકા આહીર કીરાતરે ॥ જે જે શીવને શરણે આ વ્યા મુક્ત કરચા સાક્ષાત ॥ શંકર૦ ॥૨॥ દેવ દાઝતા દેખી જેણે કરયું હલાહલ પાંનરે ॥ ભકત જનોના ભ ય હરનારા સમરથ શીવ ભગવાંન ॥ શંકર૦ ॥૩॥ પ્ર ણતપાલ બરદાવલી જેની કાહાવે દીન દયાળરે ॥ કહે છોટમ શંકરને ભજતાં ટળે જન્મ જંજાળ ॥ શંકર૦॥૪

પદ ૭૪ રાગ પારણનો.

આનંદ સાગર શુભ ગુણ આગર શીવ આરાધીએ ॥ જેનો મહીમા જુગમાં દીસે અપરમપાર ॥ મન ક્રમ વ ચને નિશ દિન શેવા તેની સાધીએ ॥ વીશ્વેસ્વરને ભ જતાં જાય સમસ્ત વીકાર ॥ આનંદ૦ ॥૧॥ જટા મુગટ માં નિરમળ રાજે જેને ઝાંનવી ॥ પ્રફુલ પંકજ લોચન બાલ નિશાકર ભાલ ॥ અદભુત શોભા વરણવ કોય ક રી ન શકે કવી ॥ કંઠે ગરલ વિરાજે નર શીર કેરી મા લ ॥ આનંદ૦ ॥૨॥ કપુર કુંદ સમાન મનોહર ગૌર શ રીર છે ॥ ઉજ્વળ ભસ્મ વીલેપન શોભે છે સર્વાંગ ॥ અર્ધાંગે ઉમયા તે શોભા કેરી શીર છે ॥ વેશ અમંગલ ઉપવીત રાજે સ્વેત ભુજંગ ॥ આનંદ૦ ॥ ૩ ॥ કરમાં ત્રિશુલ ખપર ડમરૂ ડીમડીમ થાય છે ॥ નંદી વાહનને ગજ ચર્મ તણું પરીધાંન ॥ છોટમ એવા શીવને ધ્યાંન કરી જે ધાય છે ॥ તેને આપે શંકર ભોગ મોક્ષ નિધાં ન ॥ આનંદ૦ ॥ ૪ ॥

પદ ૭૫ રાગ પ્રભાત.

પ્રાતઃસમે શ્રી શંકર ભજીએ આનંદરૂપી એવારે ॥ વિ

ષ્ણુ વિરંચી મુની સનકઃદીક સર્વ કરેછે શેવારે ॥ ગીરી કૈલાસ શીખર પર રેહે છે ભદ્રા મુંદ્રાધારીરે ॥ ત્રિગુણ રહીત ઉપદેશ કરેછે અદ્રય બ્રહ્મ વિચારીરે ॥ પ્રાતઃ૦॥ ૧॥ કપુર કુંદ ઇંદુ સમ ઉજ્વળ ગૌર શરીર વીરાજેરે॥ અંગ અંગપ્રતિ અદભુત શોભા કોટી કામ છબી લાજે રે ॥પ્રાત૦ ॥૨॥ તરૂણ અરૂણ અંબુજ સમ કર પદ નખ દ્યુતિ રવી શશી વારીરે ॥ તેજોમય તન અતિ કરૂણાકર શોભા અદભુત ભારીરે ॥પ્રાતઃ૦ ॥૩॥ પ્રફુલ પંકજ વિ શાલ લોચન ભાલ ત્રિપુંડ્ર વિરાજેરે ॥ કરૂણામય શુભ વદન વિલોકી સરદ ચંદ્રમા લાજેરે ॥પ્રાતઃ૦ ॥૪॥ શાંત ઘોર બે રૂપે શંકર ત્રિભોવન મધ્યે રેછેરે ॥ શાંત રૂપછે સ દગુરૂ કેરૂ બોધ બ્રહ્મનો દેછેરે ॥પ્રાતઃ૦ ॥૫॥ ઘોર રૂપ તો પ્રલે કાળે શ્રષ્ટિને સીંહારેરે ॥ છોટમ ભેદ રહીત શીવ ભજતાં ॥ કારજ સઘળાં સારેરે ॥પ્રાતઃ ૦॥૬॥

### પદ ૭૬ રાગ પ્રભાત

પ્રાતઃ સમે પારવતી કે છે સાંભલ્ય માતા મારીરે ॥ આ જ મુને સુપનાંતર લાધુ તે કહુ છુ વિસ્તારીરે ॥ ગૌર શરીર વીપ્ર વર સુંદર ઉજ્વલ કાંતી એવીરે ॥ અક્ષમા લને ઉપવીત ઉજ્વલ મુરત્તિ વેદની જેવીરે ॥ પ્રાતઃ૦ ॥૨॥ તે ગુરૂવે તપ કરવા મુજને રૂડી રીત્ય બતાવીરે ॥ મંત્ર સહીત જે જે રીત્ય કહી તે મારા મનમાં ભાવીરે ॥પ્રાતઃ૦ ॥૩॥ વચન સૂતાનાં શ્રવણ સુણતાં મેના વિ સ્મે પામીરે ॥ છોટમ તપ ગીરીજાયે કીધાં વરવા શંક ર સ્વાંમીરે ॥પ્રાતઃ સમે પારવતી૦ ॥ ૪॥

પદ ૭૭ રાગ પ્રભાત

ઉમીયાજીયે તપ આરંભ્યાં હીમાચલના વનમાંરે ॥ સીત વાતને આતપ વરખા સહન કરે નિજ તનમાંરે ॥ સંસારી સુખ સઘળાં ત્યાગી સ્નેહ કરવાનો છોડીરે ॥ પ્રાણ પતિના પદ પંકજમાં પુરણ પ્રીતિ જોડીરે ॥ઉમયાજીયે૦ ॥૧॥ પંચાક્ષરનો જાપ કરે ને કષ્ટ સહે બહુ કાયારે ॥ કોટીક ચંદ્ર પ્રકાશ સદાશીવ ધ્યાંન કરીને ધ્યાયારે ॥ઉમયાજીયે૦ ॥૨॥ પત્ર પુષ્પ ફળ અહાર કરંતા વર્ષ ગયાં બહુ વિતીરે ॥ સંયમ કરીને ઇંદ્રિના ગણ લીધા સઘળા જીતીરે ॥ઉમયાજીયે૦ ॥૩॥ અતિ તપદેથી ઇશ્વર કેરી થઇ આકાશે વાણીરે ॥ નિશ્ચે શંકર તમને વરશે લેજો વાત પ્રમાંણીરે ॥ઉમયાજીયે૦ ॥૪॥ સત્ય ઋષીઓ આવે કેવા ॥ તપ મુકી ઘેર જાજોરે ॥ છોટમનો પ્રભુ તમને વરશે સદાય સુખીયાં થાજોરે ॥ઉમયાજીયે૦ ॥૫॥

પદ ૭૮ રાગ પ્રભાત.

પ્રાતઃ સમે શીવ દરશન કરતાં પાપ નિશાનુનાસેરે ॥ આ જન્મે અઘ હોય કરેલુ તે મધ્યાંને જાશેરે ॥પ્રાતઃ૦ ॥૧॥ સાત જન્મનાં સઘળાં પાતક નાસે સંધ્યા કાળેરે ॥ ઉમા કાંતના દરશન કરતાં પાતક સઘળાં બાળેરે ॥ પ્રાતઃ૦ ॥૨॥ શેવા સમરણ દરશન શીવનુ નિત્ય નેમથી કરીયેરે ॥ હૃદય કમળમાં ધ્યાંન નિરંતર શંકર કેરૂ ધરીયેરે ॥ પ્રાતઃ૦ ॥૩॥ શીવ કૃપા વીન કોટીક કલ્પે મુકત ન થાયે પ્રાંણીરે ॥ કહે છોટમ શીવજીની શેવા કરીયે ઉલટ આંણીરે ॥ પ્રાતઃ સમે શીવ દરશન કરતાં૦ ॥૫॥

પદ ૭૯ રાગ ગોડીની ધુન્ય

જેજે ઉમાપતી અવધુતા ॥ નિત્ય કાશી સમશાન નિવા
શી સંગ સકળ ભૈરવ ભુતા ॥ જેજે૦ ॥૧॥ ચિતા ભસ્મ
સર્વાંગ વિલેપન વામ અંગ ગોરી રાજ સુતા ॥જેજે૦॥
૨॥ નર કપાળ અહી રાજ વિભુશણ વિકટ વેષ અતિ
અદભુતા ॥ જેજે૦ ॥૩॥ ભાલે બાલ નિશા કર રાજે શી
ર ગંગા હરી પદ પુનીતા ॥જેજે૦ ॥૪॥ છોટમ શીવપદ
પ્રેમ વિહિત નર દેહે સદા દુખમે રોતા ॥ જેજે૦ ॥૫॥

પદ ૮૦ રાગ ગરબી

સાંભળ સહીયર સુપનાંતરનિ વાત ॥ આજ શીવ દરશ
ન મુજને થયું જો ॥ અદભુત રૂપ અનોપમ છે સાક્ષાત તે
તો મુખથી નવ જાએ કહ્યુ જો ॥ ૧ ॥ નખ શીખ સૂધી
સુંદર ગૌર શરીર ॥ લાવણ્યતા છે કોટીક કાંમનીજો॥
ભસ્મ વિલેપન રાજે પરમ રૂચીર સુરતિ મનોહર શોભા
ધાંમનિ જો ॥૨॥ ચંદ્ર વદનને લોચન કમલ વિશાલ જ
ટા મુગટમાં રાજીત ગંગ છે જો ॥ અર્ધ ચંદ્રમા શોભીત
સુંદર ભાલ॥ શૈલ સૂતા ઉજવળ અર્ધાંગ છે જો ॥ ૩ ॥
વ્યાલ વિભુષણ નરકપાલ નિમાલ ॥ પ્રમથાદીક ગણ
સઘળા સાથમાં જો ॥ કંઠ વિષે તો ગરલ તણી છે ઝાળ
ત્રિસૂલ ડમરૂ ડમકે હાથમાં જો ॥૪॥ એવું મેંતો દીઠુ સૂ
પના માંય તેથી સહુ સાર્થક મારે થયું જો ॥ કહે છોટમ
હું ન ભજુ બીજુ કાંય મારૂ મન તો શીવ માંહે રહયુંજો

પદ ૮૧ રાગ ગરબી.

સુણ સહીયર આપણ જઇએરે શીવનાં દરસન કરવાને
॥તેથી સર્વ કૃતારથ થઇએરે પાપ પુરાતન હરવાને॥શી

વ મહીમા છે અતી ભારીરે વેદ પુરાંણ વખાણે છે ॥ શી
વ છે માહા મંગળકારીરે મોટા મુનીવર જાણે છે ॥૧॥
વળી વિષ્ણુ વિરંચી જેવારે શીવોહં શીવોહં જાપે છે
॥ સહુ દેવ કરેછે શેવારે ઉપદેશ સહુને આપે છે ॥ ૨ ॥
હરીયે લેઇ કમળ હજારેકરે બેઠા શીવની શેવામાં ॥ એ
કઊ નથયુ તેવારેરે અરપણ કરતાં એવામાં ॥૩॥ નિજ
નેત્ર કમળ ઉતારીરે ઇશ શીષ અરપણ કીધુ ॥ થયા પ્ર
સન્ન તવ ત્રિપુરારીરે ચક્ર સુદર્શન ત્યાં દીધુ ॥૪॥ શીવ
પરમ દયાળુ એવારે શેવકને સુખ આપે છે ॥ કહે છોટ
કરતાં શેવારે કષ્ટ સરવને કાપે છે ॥ ૫ ॥

પદ ૮૨

સાંભરો અજ હું નહી આયો. એ રાગ.

અવધુત ઉમેશ કૃપાળા અતિ અદ્દભુત રૂપ રસાળા ॥
અવધુત૦ ॥ટેક.॥ ચંદ્રવદન સૂખ સદન મદન રીપુ શી
ષ જટા સૂત્રીશાળા ॥ તાકે મધ્ય દેવસરી રાજે બાળનિ
શાકર ભાળા ॥ નિરંજન રૂપ નિરાળા ॥અવધુત૦ ॥૧॥
ઉજ્વળ અંગ ભસ્મકો લેપન વામ ભાગ હીમ બાળા ॥
દેહ દીગાંબર ગજ ચરમાંબર ઉર નરશીરકી માળા ॥
વિભુષણ સોહે વ્યાળા ॥ અવધુત૦ ॥૨॥ ખપર ત્રિશુલ
ઓર કર ડમરૂ કંઠ ગરલકી ઝાળા ॥ ભુત પ્રેત ગણ શે
વક જાકે શરણાંગત પ્રતિપાળા ॥ છોટમ પ્રભુ પરમ દ
યાળા ॥ અવધુત૦ ॥૩॥

પદ ૮૩ રાગ ચાલતો

શંકર સમ દેવ ન કોઇ ॥ શરણાંગત વછળ સોઇ ॥ શં
કર૦ ॥ ટેક. ॥ શંકર વિમુખ ફીરે જન જગમે કષ્ટ સહે

ગો રોઇ ॥ દીન મલિન હીન પશુ હીતે અધમ અધન અતિ ઓહી ॥ નહી સુખિ શંકર દ્રોહી ॥ શંકર૦ ॥૧॥ શીવ શબ્દ મુખસે નવ બોલે દુરગતિ પાવે સોહી॥ શંકર નામ વીના મહા પાતક કોઇ શકે નહી ધોઇ ॥ ફીરે માહા રાક્ષસ હોઇ ॥ શંકર૦ ॥૨॥ કોટી તિરથ તે પાવન શંકર મુઢ ન જાનત સોઇ ॥ મોહ જાલમે સોઉર જાને ॥ વૈષ્ણવ નાંમ વિગોઈ અધમ અપરાધીહે ઓહી॥ વૈષ્ણવકો નામ વિગોઈ॥ શંકર૦ ॥૩॥ મેહેતા તુલશી ભક્ત હરીકે જકત વિદીતહે જોઇ ॥ છોટમ સો શંકરકી કૃપાસે ॥ પાયે પરમ પદ સોઇ ॥ બીના શીવ ના તરે કોઈ ॥ શંકર૦ ॥૪॥

પદ ૮૪

જનુની જીવોરે ગોપીચંદની. એ રાગ.

શે નથી ભજતોરે શીવને ॥ અહો જીવ અજાંણજી ॥ કાળ કરાળના પાસથી કરશે રક્ષણ કોણજી ॥ શે નથી૦ ॥૧॥ ફોગટ સુખ છે સંસારનું ભંગુર સઘળા છે ભોગજી ॥ સુખ અંતે દુઃખ છે સહી ॥ ભોગ અંતે છે રોગજી॥ શે નથી૦ ॥૨॥ સુપના સમો એ સંસાર છે ॥ ક્ષણમાં ફીટી તે જાયજી ॥ જોને અસંખ્ય તુજ આગળે ગયા રણજીત રાયજી ॥ શે નથી૦ ॥૩॥ પુષ્પની સેજ્યાએ પોઢતા છત્રે થાતીતી છાયજી ॥ તે નર ક્ષણમાં ખપી ગયા સુતા સલગતી લાયજી ॥ શે નથી૦ ॥૪॥ પરવત પોતે ઉપાડતા ॥ ભરતા ઉંડલમાં આભજી ॥ તેવા માટીમાં મળી ગયા ॥ ઉગ્યા ઊપર ડાભજી ॥ શે નથી૦ ॥૫॥ મોહ મદીરાના પાનથી ભુલે પોતાનું ભાનજી ॥ જનમ

ને મરણની વેદના ॥ નથી લેહેતા અજ્ઞાનજી ॥ શે ન-
થી૦ ॥૬॥ શાક્ષી રૂપે શીવ છે સદા ॥ રહ્યા પ્રાંણની પા-
સજી ॥ છોટમ તેને સંભારતાં ॥ થાયે ભવ દુઃખ નાશ
જી ॥ શે નથી ભજતારે શીવને ॥૭॥

પદ ૮૫ રાગ વસંત.

કળી કલુષ હરણ કૈલાસ છે ॥ તેમાં શંભુ ઉમાનો નિ
વાસ છે ॥ ઘણા પ્રમથાદીક ગણ પાસ છે ॥ કળી૦ ॥
૧॥ તેમાં વૃક્ષને વેલિ અનંત છે ॥ જેમાં સદાય રહેલો
વસંત છે ॥ ફળ ફુલ ઘણાં ગુણવંત છે ॥ કળી૦ ॥૨॥
તેમાં પંખીઓ નાદ કરે ઘણા ॥ થાય શબ્દ મનોહર તે
તણા ॥ બોલે કોકીલા સુરવ શોહામણા ॥ કળી૦ ॥૩॥
તેમાં રૂષી મુની કેરાં સ્થાન છે ॥ શીવ શેવા વિશે સા
વધાંન છે ॥ કરે કીંનર અપછર ગાન છે ॥ કળી૦ ॥
૪॥ ત્યાંહાં નારદ વેણા વાયછે ॥ ગુણ શંકર કેરા ગાય
છે ॥ કહે છોટમ આનંદ થાય છે ॥ કળી૦ ॥ ૫ ॥

પદ ૮૬

સામરો અજ હું નહી આયો. એ રાગ.

હર સમ કોઈ નહી હિતકારી ॥ ત્રય તાપ હરણ ત્રિપુરા
રી ॥ હર સમ૦ ॥૧॥ પરમ ઉદાર અપાર દીવ્ય ગુણ
ભકત વછળ ભય હારી ॥ અલ્પ શેવાથી અધિક સુખ
આપે ॥ મહીમા અદભૃત ભારી ॥ વિઘન સહુ નાંખે
વિદારી ॥ શંકર૦ ॥૨॥ દેવ સકળને દાઝતા દેખી લી
ધુ વીશમ વિખ ધારી ॥ દાંનવ દુષ્ટ દેવ દુઃખ દાયક ॥
દાધો ત્રીપુર શીંહારી ॥ છોટમ પ્રભુ પર ઉપગારી ॥ હ
ર સમ કોઇ નહી હિતકારી ॥ ૩ ॥

પદ ૮૭ રાગ પ્રબંધ

ગરીબ નિવાજ શંકર બડો માહારાજા ॥ટેક॥ કુંદ ઈંદુ સમ ઉજ્વલ અંગા લેપન ભસ્મ કીયો સર્વાંગા ॥ શીષ જટા બીચ રાજત ગંગા ॥ ભાલચંદ્ર ઉપવિત ભુજંગા ॥ પ્રમથાદીક ગણ સંગા ॥ શંકર બડો માહારાજા ગરીબ નિવાજા ॥શંકર૦ ॥ ૧ ॥ પંચાનન દશ ભુજા વિશાળા ॥ રાજત કંઠ ગરલકી ઝાળા ॥ ઉજવળ ઉરપરન રશીર માળા ॥ ઓઢન ગજપતી છાલા ॥શંકર૦॥ ૨ ॥ કર ખપર ત્રીશુલ બિરાજે ॥ ડીમ ડીમ ડીમ ડમરૂ બાજે ॥ કોટી કાંમ દેખત છબી લાજે ॥ તેજ કોટી રવી ભ્રાજે ॥શંકર૦ ॥૩॥ વામ ભાગ ગીરી રાજ કુમારી ॥ તાકી શોભા અદ્‌ભુત ભારી વરણન શેષ સારદા હારી ॥ મંગલ મય માહાદેવ નામપર ॥ જન છોટમ બલીહારી ॥ શંકર બડો માહારાજા ગરીબ નીવાજ૦ ॥૪॥

પદ ૮૮ રાગ ધોળ

સમરણ કરીયેરે શીવનુ ॥ પલે થઇ જશે પાપ ॥ આનંદ ઉપજે અતિ ઘણુ ॥ ટાલે તન મનના તાપ ॥સમરણ૦ ॥૧॥ આશન વાળી એકાંતમાં ॥ ધરવું ત્રિકુટીયે ધ્યાંન ॥ જળહળ જ્યોતિ દીસે ભળી ॥ ઉપજે અનુભવ જ્ઞાંન ॥સમરણ૦ ॥૨॥ ઘણુ ગરજે અગોચરી ॥ પ્રગટે દશ વિધિ નાદ ॥ અમ્રત વરસે આકાશથી ॥ પીજે શંકર પ્રસાદ ॥સમરણ૦ ॥૩॥ જાગ્રત સુમ સસૂપતિ ॥ ત્રણ્યે ગુણથી તે થાય ॥ શાક્ષી શંકર છે ત્રણ્યનો ॥ તુરીયા રૂપ સદાય ॥સમરણ૦ ॥૪॥ મન જો તુરીયામાં જઇ મહે ॥ બાળે કર્મ અપાર ॥ છોટમ જીવ શીવ એકતા ॥ ન

રહે ભેદ લગાર ॥ સમરણ કરીયેરે શીવનુ ॥ ૫ ॥

પદ ૮૯ રાગ ધોળ.

જનમેં ધરી જેણે શીવને ન જોયો ॥ ઉતમ જનમ અ નારથ ખોયો ॥ વાર વાર જમ હાથે જઇ રોયો ॥ તો ધો યો નહી મલ મન તણોરે ॥૧॥ શીવ સદોદિત પર મ પ્રકાશી ॥ સત ચેતન ઘન આનંદ રાશી ॥ જેને ભા સે આ રહ્યુ સહુ ભાશી તો અજ અવીનાશી સોહ્યામ ણોરે ॥૨॥ અગ્નિ અર્ક સશી ॥ વિદ્યુત જે છે જેને પ્રકાશે પ્રકાશ કરે છે અગણીત ઇંડને અધર ધરેછે તો તે શીવ શેવો સ્નેહથીરે ॥૩॥નાંમ રૂપ જકત દેખાય જે છે ॥ મા યા થકી સહુ કલપીત તે છે ॥ શીવને આભાસે ચેતન એ છે તો સ્તુગતે બીજુ નથીરે ॥૪॥ જડ ચેતનની તો ગાંઠ પડી છે ॥ કાળ માયાને હાથે ચડી છે ॥ ગેડીને મા રે જેવી દડી છે તે ઉંચો નીચો અથડાય છે રે ॥૫॥ જ ડ નિહંતા જાય છે જારે ચેતન રૂપ લહે શીવ ત્યારે ॥ છો ટમ મુકત થાય તેવારે તો જીવ શીવ એક થાયછેરે॥૬॥

પદ ૯૦ રાગ વસંત

આવ્યો વસંત આનંદ ઉમંગ્યો ॥ શોભા કહી નવ જાય ॥ કુસમ સમુહ ખીલ્યો કઇલાશે ॥ રાજે જાંહાં શીવ રા ય ॥આવ્યો૦ ॥૧॥ કમલ કેસુલો કનિર કેતકી ॥ કદળી કદમ કુજોદ ॥ કેસર કુમ કુમ કુંદ મોગરો ॥ ઉપજાવે મ નમોદ ॥આવ્યો૦ ॥૨॥ આંબા મોરને ખદીર ખાખરા ગુલદાવરી॥ ગુલબાસ ગુડલ પાડલ ગુલ હજારી ॥ પરી મલ ચારે પાસ ॥આવ્યો૦ ॥૩॥ ચંપો ચરચરો સરસચ મેલી માલતીને મંદાર ॥ બીલી બદાંમ બપોરીયો રા

જે બોરસદી બેકે અપાર ॥આ૦યો૦ ॥૪॥ શરધુ શીમલા રાંણ્ય રોહડા ॥ તાલ તમાલ અનંત ॥ બાવના ચંદ નથી બહુ બેહેકે ॥ બારે માસ વસંત ॥આ૦યો૦ ॥ ૫ ॥ મત્ત કોકીલ કુહુ કુહુ બોલે ભમર કરે ગુંજાર ॥ સારસ હંસ ચકોર મોર ગણ પંખી અનેક વીહાર ॥ આ૦યો૦ ॥૬॥ તાલ મ્રદંગ ઝાંઝ ડફ વાજે વાંસલી વેણા જંત્ર ॥ ગંધ્રવ ગાય અવછરા નાચે વાજે ઘણાં વાજંત્ર ॥ આ-૦યો૦ ॥૭॥ અબીર ગુલાલ અરગજા ચંદન કેસર કુમકુમ રંગ ॥ કહે છોટમ શીવ શોભા જોતાં ઉપજે પરમ ઉમંગ ॥ આ૦યો વસંત આનંદ ઉમંગ્યો ॥૮॥

પદ ૯૧

ભુલ્યો મન ભમરા તુ કયાં ભમ્યો એ રાગ

શીવ શીવ સમરી લે પ્રાંણીયા ॥ જે છે પરમ પ્રકાશ ॥ આનંદ સાગર એજ છે ॥ અજને અવીનાશ ॥શીવ શીવ૦ ॥૧॥ સ્થુલ સુક્ષમ કારણ થકી ॥ અલગો રહે એહ ॥ સાક્ષી શુભા શુભ કર્મનો ॥ ફળ દાતા છે તેહ ॥ શીવ શીવ૦ ॥૨॥ કાયા નગર છે કારચમુ ॥ કાળે કરયુ નિરમાણ ॥ એમાં આવી વશો જીવડો ॥ ભુલ્યો આપ અજાંણ ॥શીવ શીવ૦ ॥૩॥ જાત્ય ભુલી ભમ્યો ભાત્યમાં મન ઇંદ્રિનાં કર્મ ॥ ભોગવનારો પોતે થયો ॥ તજી પોતાનો ધર્મ ॥શીવ શીવ૦ ॥૪॥ કાંમ ક્રોધ મોહ લોભથી ॥ કરે કોટીક પાપ ॥ તેથી જનમને મરણના ॥ પાંમે છે પરીતાપ ॥શીવ શીવ૦ ॥૫॥ સાર ગ્રહી સદ શાસ્ત્રનો ॥ કરે તત્વ વિચ્યાર ॥ છોટમ તે શીવને ગમે ॥ પાંમે ભવ જળ પાર ॥ શીવ શીવ સમરી લે પ્રાંણીયા ॥૬॥

પદ ૯૨ રાગ ઉપ ના

શ્રષ્ટિમાં શીવનો આધાર છે ॥ દીસે રમણીક સોય ॥ શી તણી સત્તા વીના ॥ રહી ના શકે કોય ॥શ્રષ્ટિમાં૦ ॥૧॥ અવની સરીખાં આકાશમાં રાખ્યાં અગીત ઇંડ ॥ અધિક ધણાં એક એકથી ॥ ભારે મોટા બ્રહ્માંડ ॥શ્રષ્ટિ માં૦ ॥૨॥ ઇશ તણી શકિત વડે ॥ ઉપજાવ્યું આકાશ ॥ શબ્દ વડે પુરણ કરી ॥ થયો પવન પ્રકાશ ॥ શ્રષ્ટિ માં૦ ॥૩॥ પવનમાં શકિત પ્રેરી કરી ॥ તેમાં પ્રગટાવ્યુ તેજ ॥ તેજમાં શીવ સત્તા થકી ॥ ઉપજ્યુ જળ એજ ॥શ્રષ્ટિમાં૦ ॥૪॥ જાંમણ શકિતયે જળ થકી ॥ કીધી વસુધા વીશાળ ॥ વસુધામાં ચ્યારે ખાંણપનાં ॥ રચ્યાં બીજ તે કાળ ॥શ્રષ્ટિમાં૦ ॥૫॥ વિશ્વ વિશ્વાનર એકછે ॥ નહી ભેદ લગાર ॥ છોટમ શકિત મહેશની ॥ ધારે રૂપ અપાર ॥ શ્રષ્ટિમાં શીવનો આધાર છે ॥૬॥

પદ ૯૩

રાગ ધોળ અનીરૂધજીનો ઘોડલી એ રાગ

માહા મંગલ રૂપ મહેશઃ સદા સરવેશઃ શેવે સુર શેષઃ દયા નિધિ દેવ છે ॥ કપુર કુંદને ઇંદુ સમ અતિ સુભગ ગૌર શરીર ॥ સર્વાંગ લેપન ભસ્મ નુરેઃ રાજે નખ શીખ પરમ રૂચિરઃ દયા નિધિ દેવ છે ॥૧॥ પંચ મુખ દશ ભુજ વિરાજે ॥ લોચન નલિન વિશાલ ॥ જટા મુગટમાં જાન્હવિરે ઃ ગળે ગરળને નર શીર માળ દયા નિધિ ॥૨॥ સહસ્ત્ર ફણિ મણિ સહીત ઉર નાગેદ્ર હાર કરાળ ॥ તેજે મય તન રાજતુરે લસે બાલ નિશાકર ભાલ ॥ દયા નિધિ દેવા॥૩॥ અરધાંગમાં ઉમયા વસે અવધુત

વેશ ઉદાર ॥ પરીધાંન છે ગજ ચર્મનુરે ॥ શીવની શો
ભા તણો નહી પાર ॥ દયા નિધિ દેવ છે ॥૪॥ ખટવાં
ગ ખપર ત્રિશુલ ડમરૂ શે ॥ પાંણી પીનાક ॥ પ્રમથાદિ
ક ગણ શંગમાંરે ॥ ઘુમે ભૈરવ હાકો હાક ॥દયા નિધિ
॥૫॥ ભુત પ્રેત પિશાચ્ય શાકણી ડાકોણી શોભે સંગ ॥
વિર વૈતાલને જેગીર્ણીરે ॥ નંદી વાહન પરમ ઉતંગ ॥
દયા નિધિ ॥૬॥ સાજ અમંગલ છે છતાં ॥ માહા મંગ
લના દાતાર ॥ છોટમ શીવને શેવતાં ॥ જન પાંમે પ
દારથ ચ્યાર ॥ દયા નિધિ દેવ છે ॥૭॥

પદ ૬૪ રાગ ઉપરનો

જય જય ત્રંબક ત્રિગુણ વિકાર રહીત ઉઁકાર પરાવર
પાર ॥ સદાશીવ શેવીયે ॥ તત્ પુર્ષને સદ્યોજાતા વા
મ દેવ ઇશાન અઘોર ॥ શ્રષ્ટી સીંહારને કારણેરે ધારે રૂ
પ ભયંકર ઘોર ॥ સદા૦ ॥ ૧ ॥ કૈલાસવાશી સયન કા
શી યોગેંદ્ર કેરો વેશ ॥ ભદ્રા મુંદ્રા ધારીનેરે કરે ત્રિગુ
ણ રહીત ઉપદેશ ॥ સદા૦ ॥ ૨ ॥ તનુ તજે કાશી વિશે
જીવ કોય સ્થિર ચર જાત્ય ॥ તારક કહીને કાંનમાંરે ક
રે મોક્ષ તરત સાક્ષાત ॥ સદા૦ ॥ ૩ ॥ સનકાદી નારદ
સીધ મુની ગણ આવે શંકર પાસ ॥ બોધ કેરે અદ્વૈત
નોરે જેને સુંણતાં ટળે ભવ પાસ ॥ સદા૦ ॥૪॥ અને
ક વિદ્યાના નિધિરે શંકર વેદ સરૂપ ॥ ભુકિત મુકિત દા
તાર છેરે સહુ યોગી તણા છે ભુપ ॥ સદા૦ ॥ ૫ ॥ દેવ
દાનવ નાગ માનવ પુજે શીવના પાય ॥ છોટમ મહી-
મા શીવ તણોરે શત શેષે કહ્યો નવ જાય ॥ સદા૦ ॥ ૬

પદ ૯૫ રાગ ઉપરનો

નમો પરમ ગુરૂ શીવરાય નિગમ જશ ગાય ધ્યાંને મુની ધાય ।। ઉમાપતિ ઇશ છે નિજાનંદ સ્વરૂપ નિરમલ ચિદાકાંશ નિવાશરે ।। અજર અમર અખંડ છેરે જેને નામે છુટે ભવ પાસ ।। ઉમાપતી૦ ।। ૨ ।। દીનબંધુ દયાસીંધુ દાતા પરમ ઉદાર ।। પ્રસીધ પુર્ષ પરાપતીરે જેનો મહીમા છે અગમ અપાર ।। ઉમાપતી૦ ।।૩।। સદચિદ સુખમય સ્વરૂપ જેનું કોટીક ભાનુ પ્રકાશરે ।। શીતળ કોટીક શોમથીરે ।। જેથી ભાસે છે જકત વીલાસ ।। ઉમાપતી૦ ।।૪।। વૈરાટ સુત્રને અવાક્રત વિશ્વ તૈજસ પ્રાજ્ઞા ભેદ ।। છોટમ સહુ માયા તજીરે એક ચૈતન શીવ કહે વેદ ।। ઉમાપતી૦ ।। ૫ ।।

પદ ૯૬ રાગ શીતાજીના મહીનાનો.

કોટી જન્મનાં પુન્ય અપાર ઉદય હોય જેહને ।। શીવ ભકિત હૃદયની માંય પ્રગટ હોય તેહને ।।૧।। બાહ્યાભિંતર પરમ પવિત્ર રહે સર્વે અંગથી ।। શીવ શેવા વિશે રહે ભાવ સજ્જનના સંગથી ।।૨।। જલ મૃતિકા આદિથી શુદ્ધ બાહ્ય અંગે રહે ।। તજી મન થકી કોટી વિકાર અંતર શુચિતા લહે ।।૩।। વાચા શૌચ અને મન શૌચ શૌચ ઇંદ્રિ જીત છે ।। સર્વે જીવો ઉપર દયા હોય શૌચની એ રીત છે ।।૪।। કામ ક્રોધ આદે ચંડાળ અંતરથી જતા નથી કરે સ્નાન વિધિ શતવાર શુધ તે થતા નથી ।।૫।। હોય પાપ રૂપી અંધકાર રદયમાં જ્યાં લગી શીવ દરશન સ્વમા માંય થતુ નથી ત્યાં લગી ।। ૬ ।। માટે પાપ નિવારણ માટ ઉપાય એ કીજીએ ।। ક

રી શીવનું નિરંતર ધ્યાન દહન કરી દીજીએ ॥૭॥ એ
મ પાપ રહીત હોય જીવ કલેશ કાંય ના રહે ॥ કહે છોટમ શીવ માંહે જીવ એકતા થઈ રહે ॥૮॥

પદ ૯૭ રાગ ગરબી

શીવના નામ તણો મહીમા ઘણો ॥ જપતાં જાય પુરાતન પાપજો ॥ ઘટ ઘટ મધે એ ગાજી રહે ॥ જેનો જપે મુનીવર જાપજો ॥શીવના૦ ॥૧॥ શીવના નામ સરૂપીતાં તણે ॥ પ્રોવી મેલો છે સંસારજો ॥ એતો જીવન છે સહુજીવનુ ॥ સહુને છે એનો આધારજો ॥ શીવના૦ ॥ ૨ ॥ નર્કની નિકંદન શીવનૂ નામ છે ॥ વળી છે સુખ સંપત્તિ દાતારજો ॥ નામ તણે આધારે જે રહે ॥ સુખે પામે ભવજળ પારજો ॥ શીવના૦ ॥૩॥ કોટીક તીરથ તપ વ્રત આચરે ॥ તેનુ ફળ પ્રગટે છે જેહજો ॥ છોટમ એકજ શીવના નામની ॥ તુલનાયે નવ આવે તેહજો ॥ શીવના નામ તણો મહીમા ઘણો ॥ ૪ ॥

પદ ૯૮ રાગ ધોળ.

શીવને નાંમે સંકટ નાસે પાશે નાવે પાપ જોને ॥ જીભ ન હાલે હોઠ ન હાલે જપતાં નિશદીન જાપ જોને ॥ ૧ ॥ અંતરનું અંધારૂ નાશે મનના મલ ધોવાય જોને ॥ રદય કમલમાં પ્રેમ પ્રકાશે જળહળ જ્યોતી થાય જોને ॥૨॥ ચિત્ત ચિદાનંદ માંહ મળીને ઉપજે સુખના ઓઘ જોને ॥ મગન રહી મહા મુની કરે છે બ્રહ્માનંદનો ભોગ જોને ॥૩॥ એ વણુ બીજાં અનેક સાધન કરી મરેછે કાચા જોને ॥ શીવ સરૂપમાં આપ સમંરપે તે શેવક છે સાચા જોને ॥૪॥ તંપદત તત્પદ ઉભય પ્રકારે માયાના છે

ભેદ જોને ॥ છોટમ ચૈતન શીવ સરવમાં એમ વદે છે વે
દ જોને ॥ ૫ ॥

પદ ૯૯ રાગ વેલાવલ.

સોહં સનાતન શીવ છે જન જોજો વિચારી ॥ અનંત શ
કિત છે એકમાં સઘળે વિસ્તારી ॥ સોહં૦ ॥ ૧ ॥ કોટી
બ્રહ્માંડ ઉદય કરે વળી અધર ધરેછે ॥ પાળે પોખે પ્રલે
કરે આપ એકજ રેછે ॥ શોહં૦ ॥ ૨ ॥ દૈવત દેવી દેવમાં
આપેલુ છે એનૂં ॥ અજ આદે અણુ ને વિશે સહુ સામૃ
થ તેનું ॥ સોહં૦ ॥૩॥ સ્થુલ સુક્ષમ કારણ લગી વિસ્તા
રી છે માયા ॥ છોટમ શીવ તુરીયા પદે સદાચીદ ઘનરા
યા ॥ સોહં૦ ॥૪॥

પદ ૧૦૦ રાગ ગરબી.

જીવ તું શીવ ભજરે શીવ ભજરે ॥ તારી તુચ્છ વાસના
તજરે ॥ જીવ૦ ॥ શીવ સમાન નહી કોય સમરથ શેવે અ
હીપતી અજરે ॥ શીવને ભુલી અન્ય ભજનથી કાજ સ
રે નહી રજરે ॥ જીવ૦ ॥૨॥ કાંમ ક્રોધ મદ મછર આદે
વિકાર સઘળા તજરે ॥ નંદીક કર્મ કરી કરી જગમાં જમ
પુર જાનાં લજરે ॥ જીવ૦ ॥૩॥ શીવ ઉંકાર પારચ છે પો
તે શાક્ષી રૂપ સમજરે ॥ તેમાં તારૂ આપ સમરપી સારાં
સાધન સજરે ॥ જીવ૦ ॥ ૪ ॥ નાંમ રૂપ છે મીથ્યા મા
યા સત્ય નથી રેખજરે છોટમ શુધ વિચાર વિચારી બ્ર
હ્મ યજ્ઞ તું યજયરે ॥ જીવ૦ ॥૫॥

પદ ૧૦૧ રાગ ધોળ.

ક્ષમા કરો અપરાધ અંમારા શંકર પરમ દયાળ જોને ॥
પ્રભુ તમે છો પર ઉપગારી શરણાંગત પ્રતિપાલ જોને ॥

૧॥ અંધકારથી મુજને શંભુ પ્રકાશમાં લેઇ ધારો જોને ॥
અસત્યમાંથી સત્ય ધામમાં રાખો કરગ્રહી માહારો જોને
॥૨॥ પાપ માંહ્યથી પુન્ય મારગે પ્રભુ મુને વરતાવો જો
ને ॥ સદાય મારા રૂદય કમળમાં શીવનિ ભક્તિ ભા-
વો જોને ॥૩॥ અજાંણ બાળક કેરી તેનો માતા કરે સં
ભાળ જોને ॥ છોટમ શીવને શરણે રેતાં નડે ન માયા
કાળ જોને ॥૪॥

પદ ૧૦૨ રાગ ઉપરનો ધોળ

શીવ સમરણથી સાધન સવળાં સીધી દાયક થાય જો
ને ॥ શીવ શેવાથી સવળા દેવો પુજાયા કેવાય જોને ॥
૧॥ તરૂવર કેરૂ મુળ સીચતાં પત્રો પોષણ પામે જોને ॥
એમ સર્વ દેવોમાં દૈવત આવે શીવને નામે જોને ॥૨॥
સહુ સરીતાના સ્નાન તણુ ફળ સાગર નાતાં થાય જોને
॥ એમ શીવની શેવા કરતાં ત્રિલોકી પુજાય જોને ॥૩॥
સ્થાવર જંગમ શ્રષ્ટિ સવળી રેછે શીવ આધારે જોને ॥
કહે છોટમ શીવજીને ભજતાં સવળાં કારજ સારેજોને॥૪॥

પદ ૧૦૩

અથ વૈજનાથ માહાદેવની ગરબી.

સજ્જન સાંભળોરે કહુછુ આગળનો ઇતિહાસ ॥ શ્રી વૈ
જનાથનોરે મહીમા કહુછુ કરી પ્રકાશ ॥૧॥ કાસર નગ
રથીરે એકજ કોશ ઉપર છે માંન ॥ અગ્નિ દીશા ભણિ
રે શ્રીવૈજનાથ તણુ સંસ્થાંન ॥૨॥ આડી અતી ઘણીરે પા
વા સુધિ પાધર દેશ ॥ રેતા રબારીયોરે ન્યારા ન્યાર
બાંધી નેહ ॥૩॥ શીવના વન વિષેરે નિકટ નેહ હુતો જે
ઠારચ ॥ ગાયો તેહનિરે ચરતી ફરતી વનમોઝારચ ॥૪

॥ તે ગાયો વિષેરે એક હૂતી દેવાંશી ગાય ॥ દુઝે સર્વ દારે વળિ તે વરશે દાઢે વાય ॥૫॥ વનમાંહે ચરીરે પિ તિ દેવ સરોવર નિર ॥ શીવ છાંના હુતારે શરોવર કેરી પુરવ તિર ॥ વરખડીયો તળેરે ॥ ઘેનુ ઉભી રેતિ સ્થીર ॥૬॥ આંચળ માયથીરે એટલે ઝરતુ દુધ અશેષ ॥ તે પયથી થનોરે શીવને ઉપર જઇ અભીશેષ ॥૭॥ ધેનુ ત્યાં થકીરે વલતિ મલતિ ગાયો માંય ॥ દોતાં ગોવાલને રે તેમાં દુધ ન મળતુ કાંય ॥૮॥ તે દેખી કરીરે મનમાં ઉપજયો એહ વિચ્યાર ॥ માહરી ગાયનોરે કોયક છાંનો છે દોનાર ॥૯॥ એમ વિચ્યારતાંરે બીજે દીવશ થયો જે વાર ॥ ગાયો ચારવારે વલતો ચાલ્યો તે નિરધાર ॥ ૧૦॥ તે ગાયો વિષેરે પેલી દેવ ગાય છે જેહ ॥ દીવશ પાછલેરે પાંણિ પિવા ચાલિ તેહ ॥૧૧॥ જલ પીધા પ છીરે ઉભી વરખડીયોની છાંય ॥ ધારા દુધનીરે વલતિ ઝરવા લાગી ત્યાંય ॥૧૨॥ તે ગોવાલિયેરે નજરે જેયુ જેણીવાર ॥ જિણિ દ્રષ્ટિયેરે અવલોકી દીશાયો ચ્યાર ॥ ૧૩॥ ખંડીત પોડીયોરે દીઠો દશ દગલાંનિ માંય ॥ ઇશાં ન કાંણમાંરે તેણેં અવલોકયો છે ત્યાંય ॥૧૪॥ તે દેખી કરીરે ઉપજ્યો મનમાં એમ વિચ્યાર ॥ પ્રતાપી દેવતારે આ ઠેકાંણે છે નિરધાર ॥૧૫॥ એ નિશે કરીરે વળતી ગયો પોતાને નેહ ॥ સરવે સાથનેરે કહીસંભળાવ્યુ દીઠુ તેહ ॥૧૬॥ સૂતાં સ્વપ્નમાંરે દીઠા વૈજનાથના નાથ ॥ ન મ્યો ગોવાલિયોરે હરખ્યો જોડીને બે હાથ॥૧૭॥શીવ ક હેતા હવારે એછે દેવ રૂપિની ગાય ॥ માટયે મુજનેરેં નિતે દુધ ચઢાવી જાય ॥૧૮॥ માટયે તાહરેરે એનો કદા ન ક

રવો તંત ॥ એતો દેવછેરે તેનો તુ ના લેઇશ અંત ॥૧૯॥ આ વન માહ્યરૂરે હું છુ વૈજનાથ માહાદેવ ॥ છાંના રહી સદારે મારી દેવ કરે છે શેવ ॥૨૦॥ આજ લગી અમેરે ગુપ્ત રહેલા એણયે ઠારચ ॥ હાવે માહ્યરેરે પ્રગટ થવાનૂ છે નિરધાર ॥૨૧॥ તુ જઇ ખોદજેરે ઝાં જઇ ઉભી રેતી ગાય ॥ જુગતે જાલવેરે ખંડીત મુરતિ કોય ન થાય ॥૨૨ ॥ શીવે સ્વપ્નમાંરે કહેલુ જે કરવાનુ કાંમ ॥ પછી પર ભાતમાંર તેવુ કીધુ તેણયે ઠામ ॥૨૩॥ ખોદી ખાંત્યથીરે શીવ પારવતી કાઢ્યાં બારચ ॥ કરી વાડોલિયુરે દરશ ન કરતો તેણે ઠારચ ॥૨૪॥ શીવે કહ્યુ હતુરે આવશે દેવ ળનો કરનાર ॥ તે નિશ્ચે થયુરે આવ્યો વણઝારો તે ઠા રચ ॥૨૫॥ પોઠી ત્યાં ઢળ્યારે શીવ દેખીને નાંમ્યુ શીશ ॥ તેના સ્વપ્નમાંરે મલીયા વૈજનાથના ઇશ ॥૨૬॥

પદ ૧૦૪

કેણુરે ઉરાડોરે વનનો મોરલો એ રાગની ગરબી.

વણઝારો આવીરે ઉતરયો વનમાં ॥ પોઠચ ઉતારી પો ઢયો જઈ પલંગજો ॥ આછી ચાદર ઓઢેલી છે અગજો ॥ વણઝારો આવ્યોરે ઉતરયો વનમાં ॥ ૧ ॥ સુપનામાં આવ્યારે શ્રીમાહાદેવજી રૂપ મનોહર તેજ તણો અંબા રજો ॥ ભસ્મ વીલેપન નાગજરાજ ઉર હારજો ॥વણઝા રો૦ ॥૨॥ ચંદ્ર વદનને લોચન કમળ વિશાલજો ॥ બા ળ નિશાકર શોભે સુંદર ભાલજો ॥વણઝારો૦ ॥૩॥ જ ટા મુગટમાં ઝળકે નિરમલ ગંગજો ॥ શૈલ સુતા તો શો ભે છે અરધાંગજો ॥વણઝારો૦ ॥૪॥ કંઠ ગરલને નરશી ર કેરી માલજો ॥ દેહ દીગંબર વેષ ઘણો વીકરાલજો ॥

વણઝારો૦ ॥૫॥ કર ખપરને ડીમ ડીમ ડમરૂ ડાકજો ॥
ત્રિશુલ તો મર પાણી બાણ પીનાકજો ॥વણઝારો૦॥૬॥
વીસ્મે પાંમ્યો વણઝારો તે વારજો ॥ એટલે બોલ્યા શં
કર જગદાધારજો ॥વણઝારો૦ ॥૭॥ દેવલની રચના ક
રચ આણે ઠાંમજો ॥ વૈજનાથ તુ ધરજે મારૂ નામજો ॥
વણઝારો૦ ॥૮॥ પોઢી ઉઠયો વરઝારો પરભાતજો ॥
શીવે કહ્યુ તે કાંમ કરયું સાક્ષાતજો ॥વણઝારો૦ ॥૯॥ દે
વળ કેરી રચના કીધિ ત્યાંયજો ॥ વૈજનાથ માહાદેવને
આંણ્યા માંયજો ॥વણઝારો૦ ॥૧૦॥ ફરતો વંઢો કરવા ક
રયો વિચ્યારજો ॥ ખોદ્યો પાયો નિશ્ચે કરી નિરધાર
જો વણઝારો૦ ॥૧૧॥ પાયો ખોદતાં નિકળ્યુ નિરમળ
બાંણુજો ॥ ઉંડુ દીઠુ તે પાતાળ પ્રમાંણજો ॥ વણઝારો૦
॥૧૨॥ દેવળ મધ્યે લેવા કરયો વિચારજો ॥ સુપનાંતર
માં શીવે કહુ તે વારજો ॥વણઝારો૦ ॥૧૩॥ નિલકંઠ તુ
જાણે મારૂ નાંમજો ॥ સદાય હું રહુ છુ પાયાને ઠાંમજો
॥વણઝારો૦ ॥૧૪॥ આજ લગી પણ રેછે એણી જાગ્ય
જો ॥ મોટા મણીધર ભુજંગ રેછે નાગજો ॥ વણઝારો૦
॥૧૫॥ એવા અદભુત વૈજનાથના દશજો ॥ સદાય શેવી
હું નામુછુ શીષજો ॥વણઝારો આ૦યોરે ઉતરયો૦ ॥૧૬॥

પદ ૧૮૫ રાગ ગરબી

ચાલ ફેર રાગ કાત્યચની વ્રતની ગરબી જેવો.

સંવત વીક્રમ સેનનો આ૦યો વળી અગીયાર સજન
સાંભળજોરે ॥ રાભાંણા રજપુતથી ગાંમ વસુએ ઠાર ॥
સજન૦ ॥૧॥ ઉજડ વલતૂ એ થયુ વિત્યો કાંયક કાલ
॥સજન૦ ॥૨॥ કાશાર માંહે ગણેશજી પટલે કાઢી ભાલ

॥સજન૰ ॥૩॥ બીજા બાંધવ તેહના નારણજી છે નાંમ ॥સજન૰ ॥૪॥ સંવત બાર બારોતર વાસુવલ્લની ગાંમ ॥સજન૰ ॥૫॥ કુલ ગુરૂ કાસર ગાંમના નિર્મળ નાગર જે હ ॥સજન૰ ॥૬॥ વેદ મુરતી વિદ્યા વડી દેવ સરૂપી દે હ ॥સજન૰ ॥૭॥ સરસ શ્રવણ નક્ષેત્રમાં વાશેલુ છે ગાંમ ॥સજન૰ ॥૮॥ તે માટે તે ગાંમનુ શ્રવણાખ્ય પાડુ નામ ॥સજન૰ ॥૯॥ નાંમે ભાઉવા મેઘજી કુલ ગુરૂના સુત જે હ ॥સજન૰ ॥૧૦॥ ગણેશજીના ગાંમમાં જોવા આવ્યા તેહ ॥સજન૰ ॥૧૧॥ આદર દીધો અતિ ઘણો ગણેશ જીયે ત્યાંય ॥સજન૰ ॥૧૨॥ પાયે લાગી પ્રીત્યથી બેઠા ચોરા માંય ॥સજન૰ ॥૧૩॥ તમે અમારા કુલ ગુરૂ કેરા છો સૂત સાર ॥સજન૰॥નાગર જાત્ય વિના અમે ગોર નથી કરનાર ॥સજન૰ ॥૧૪॥ પવિત્રને પુરાવલી સઘ ળા વિદ્યા પાત્ર ॥સજન૰ ॥ તે વીણ અમે ન માંનીએ બીજા બ્રાહ્મણ માત્ર ॥ સજન૰ ॥૧૫॥ તે માટે આવિ અહિ વસો કરીને વાસ ॥સજન૰ ॥૧૬॥ દરશન સઘ ળા દેવનુ તમ દરશનથી થાય ॥સજન૰ ॥૧૭॥ તેથી અમારા સર્વનાં પાપ પુરાતન જાય ॥સજન૰ ॥૧૮॥ વે દ મંત્ર જે વિપ્રમાં તેમાં પંચે દેવ ॥સજન૰ ॥૧૯॥એ વા ઉતમ વિપ્રની સરવે કરવી સેવ ॥સજન૰ ॥૨૦॥ જે તિરથ પ્રથ્વી વીશે સાગરમાં છે જેહ ॥સજન૰ ॥૨૧॥ બ્રાહ્મણના શુભ ચર્ણમાં વસે નીરંતર તેહ ॥સજન૰ ॥ ૨૨॥ વિપ્રા ભાગીરથી હરી ત્રણ્ય જગતમાં સાર ॥સજ ન૰ ॥૨૩॥ જડ મતિના જાણે નહી તે પશુનો અવતાર ॥સજન૰ ॥૨૪॥ ગણેશજીએ ગોરને કહ્યો સનાતન ધ

મેં ॥સજન૦॥ ઉત્તમ રીત્યે આચરે તે પાંમે પદ પર્મ॥ સજન૦ ॥૨૫॥ ભાઉજીયે માંન્યુ ભલુ વસ્યા કરી ત્યાં વાસ ॥સજન૦॥ માહા રૂદ્ર મોટા કરયો પ્રગટયુ પુન્ય પ્રકાશ ॥સજન૦ ॥૨૬॥ વૈજનાથ વિશ્વભંરે દીધુ ત્યાં દરશન ॥સજન૦॥ શીવ કહે હૂ રહુ છુ સદા તમ ઉપ ર પરશન ॥સજન૦ ॥૨૭॥ નાગર શેવક માહરા આધ થકી છે એજ ॥સજન૦॥ તેથી હું આપુ શદા વિધા ધ નને તેજ ॥સજન૦॥૨૮॥ સુખે અહીં રેજો શદા વધશે સારો વંશ॥સજન૦॥ વંશ તમારાને વીષે અવતરશે મુજ અંશ ॥સજન૦ ॥૨૯॥ શેવા કરજો માહરી થાશે સુખ સંતાન ॥સજન૦॥ ભકિત કરજ્યો માહરી ધરજો નિત્યે ધ્યાંન ॥સજન૦॥૩૦॥ આગળ એક સતી થશે વંશ તમારા માંય ॥સજન૦॥ તેના આશીરવાદથી કલે શ ન વ્યાપે કયાંય ॥સજન૦ ॥૩૧॥ એમ કહી આપે થયા ઇશ્વર અંતર ધ્યાંન ॥સજન૦॥ ભાઉજીયે તે રૂપ નુ રાખ્યુ રૂદયે ધ્યાંન ॥સજન૦ ॥૩૨॥ ભાઉજી દુલવ રામના ॥ મુળ પુરૂષ કહેવાય ॥સજન૦॥ વઇજનાથ એ વંશમાં ઇષ્ટ દેવ પુજાય ॥સજન૦ ॥૩૩॥ દુલવરાં મે અતિ ઘણી ભકિત કરી વિશેષ ॥ સજન૦ ॥ શીવે આવી સ્વપ્નમાં અધિક કર્યો ઉપદેશ ॥સજન૦ ॥૩૪॥ પુત્ર ત્રણ્ય તારે થશે બે પુત્રિ પરમાંણ ॥સજન૦॥ અંશ સર્વે એ માહરા શારા થશે શરવે સુજાણ ॥સજન૦ ॥ ૩૫॥ મોટા સૂતનુ ધારજે મારે નાંમે નાંમ ॥સજન૦॥ તેજ ભકત મારો થશે કરશે શારાં કાંમ ॥સજન૦॥૩૬॥ શાંકરનિ આજ્ઞા થકી જનમ્યો જેષ્ટ કુમાર ॥સજન૦॥

વૈજનાથ તે પુત્રનુ નામ ધર્યું નિરધાર. ાાસજન૦ ાા૩૭ ાા વય વધતાં બૈજનાથને વાધી ભકિત વિશેષ ાાસજન૦ ાા સુપનામાં શીવે કર્યો ઉત્તમ એ ઉપદેશ ાાસજન૦ ાા ૩૮ાા કઠણ થયા કળી કાળમાં પાપ પરાયણુ લોક ાા સજન૦ાા કીરતન ગાતાં માહરાં મુકત થશે ભવ શોક ાા સજન૦ ાા૩૯ાા કરાવ્ય શીવ કીર્તનાવલી ગાશે નરને નારચ ાાસજન૦ાા પાપ મુકત તેથી થશે એ મોટો ઉપ ગાર ાાસજન૦ ાા૪૦ાા આવે ઉપનીશદો તણો જે કીર તનમાં સાર ાાસજન૦ાા ગાય શીખે ને શાંભળે તે પાંમે ભવપાર ાાસજન૦ ાા૪૧ાા શંકરની આજ્ઞા થઇ સ્વપ્ન વિષે જેવાર ાાસજન૦ાા સાંભળતાં વૈજનાથને ઉપજ્યો પ્રેમ અપાર ાાસજન૦ ાા૪૨ાા વિક્રમ સંવત ઓગણી ઓગણચાલિશ સાર ાાસજન૦ાા ભાદરવા શુદી અષ્ટ મી શાંબવાર ઉદાર સજન૦ ાા૪૩ાા જેવો શ્રવણે સાં ભળ્યો આગળનો ઇતિહાશ ાાસજન૦ાા વૈજનાથ માહા દેવનો કહ્યો કરી પ્રકાશ ાાસજન૦ ાા૪૪ાા

પદ ૧૦૬ રાગ ગરબી.

પરમ કૃપાળુ શ્રી વઇજનાથ છે ॥ ટાળે દીન જનોનાં દુઃ ખજો ॥ ભકત અભકત સદાશીવને ભજે ॥ તેને આપે અ ક્ષય સુખજો ॥ પરમકૃપાળુ૦ ॥૧॥ પાપી એક હુતો જે પારધી ॥ ધણાક જીવની કરતો ઘાતજો ॥ તેને મુકત ક ર્યો છે પાપથી ॥ એવી છે પુરાણે વાતજો ॥ પરમ૦ ॥૨॥ ગુણકા શીવ ભકતોને શેવતી ॥ વળતી કરતી એનું ક ર્મજો ॥ શીવે સંગ કરીને તેને ॥ વળતી આપ્યુ છે પદ પર્મજો ॥ પરમ૦ ॥૩॥ આહીર પુત્રે ભકિત આદરી ॥ શી

વને શેવ્યા આંણી પ્રીતજો ॥ તેને સુખ આપ્યુ સહુથી ઘણું ॥ એવી છે સમરથની રીતજો ॥ પરમ૦ ॥૪॥ વન માં ભમતાં ભમતાં ભીલ્લને લાધ્યુ ॥ ઉજ્વળ શીવલીંગ એકજો ॥ તેની પુજા કરતાં પ્રીતથી ॥ તેને આપ્યાં સુખ અનેકજો ॥ પરમ૦ ॥૫॥ અલ્પ શેવાથી જે રીઝે અંતા॥ એવા શંકર દીનદયાળ જો ॥ છોટમ એવા શીવને જે ભજે ॥ તેની હરે જન્મ જંજાળ જો ॥ પરમ૦ ॥૬॥

પદ ૧૦૭ રાગ ગરબી ચાલ્ય ફેર.

સુજનોરે શેવો શ્રી વઇજનાથને ॥ અનેક વિધ્નથી ઉગા રે એ ઇશ જો ॥ જન્મ મરણનો ભય ટાળે જુગદીશ જો સુજનો૦ ॥૧॥ શેવાથી સૂખ આપે સંસારનાં ॥ શંકરને શેવે છે દાનવ દેવજો ॥ મોટા મુનીજન કરે નિરંતર શે વજો ॥ સુજનો૦ ॥૨॥ ભુક્તિને મુક્તિ સહુ તેથી મળે ॥ એક દીવસ લેઇ હરીએ કમળ હજારજો ॥ કરવા બેઠા શીવ શેવા નિરધારજો ॥ સુજનો૦ ॥૩॥ ઓછુ ને એક કમળ એમાં થયું ॥ નેત્ર કમળ કાઢયુ વાળતી જુગદીશ જો ॥ એટલે પ્રસન્ન થયા ઉમયાપતી ઇશજો ॥ સુજનો૦ ॥૪॥ એ વેળાએ ચક્ર સુદરશન આપીયું ॥ ત્રીપુરાસુર દાનવ પ્રગટયો માહા દુષ્ટ જો ॥ દેવોને દુખ દેતો તે પા પીષ્ટજો ॥ સુજનો૦ ॥૫॥ એક શર મારયોરે એવા મંદ ને ॥ વસુધાનો રથ કીધો તેણીવાર જો ॥ હીમાચળનું ધનુશ કરયું નિરધારજો ॥ સુજનો૦ ॥૬॥ રથ અંગે થા પ્યારે સુરજ સોમને ॥ રથાંગ પાણી કેરૂ કીધુ બાંણજો॥ ત્રણે પુરનો કાઢયો કચર ઘાણજો ॥ સુજનો૦ ॥૭॥ એ વાને સમરથ રે શ્રી માહાદેવ છે ॥ છોટમ શીવને આ

રાધે જન જેહજો ॥ સુત દારા ધન વૈભવ પાંમે તેહજો॥ અંત સમે અમરાપુર માંહે વસે ॥ સુજનો૦ ॥૮॥

## શ્રી હાટકેશ્વરની ગરબી.

પદ ૧૦૮ રાગ ગરબી.

હરદમથી ભજીયેરે હાટકનાથને ॥ હાટકેશ્વર છે નાગર કુળના ઇષ્ટ જો ॥ બોહોતેરને ગોત્રીરે પુજે પ્રીતથી ॥ શેવે જેને ગૌતમ અત્રિ વશીષ્ટ જો ॥ હરદમ૦ ॥૧॥ રૂકમ વરણ કરતાર ઇશ શ્રુતિમાં કહ્યો ॥ દ્વાદશ અંતે દ્વનિ રૂપ છે તેહજો ॥ અજર અમરને અખંડ શીવ તો એજ છે ॥ આનંદ સીંધુ બ્રહ્મ સનાતન જેહજો ॥ હરદમથી૦ ॥૨॥ અસ્મ વિશે આરોપી પુજાય છે ॥ કનિષ્ઠ જનનેએ કેહેવાયજો ॥ એ પુજેથી ઇછીત ફળ તો પામીએ ॥ પ્રાંણ લીંગ પુજે તો મુક્તિ થાયજો ॥ હરદમ૦ ॥૩॥ પ્રાણ લીંગમાં ગંગા જુમનાં સરસ્વતિ ॥ ઇંદુ અર્કને અગ્નિનો છે વાસજો ॥ બ્રહ્માને વિશ્નુ શીવ તેમાં વસે ॥ કોટીક રવીનો છે તે માંહ પ્રકાશજો ॥ હરદમ૦ ॥૪॥ સૂક્ષમને સ્થુલ જગત છે જેટલુ ॥ એથી ઉપજે એમાં જઇ સમાય જો ॥ મોટાને મુનીઓરે ધ્યાંને ધાય છે ॥ કરી સમાધી શીવરૂપ થઇ જાયજો ॥ હરદમ૦ ॥૫॥ વ્યક્ત અને અવ્યકત ગુણોથી વેગળો ॥ છતરીસ તત્વ થકી જે રહે છે શેશજો ॥ ખંવ્યાપી તેજોમય તે છે સદા ॥ છોટમ એવા જાણી ભજે મહેશ જો ॥ હરદમ૦ ॥૬॥

પદ ૧૦૯

॥ છાંનો માંનો છેડે આવે માવલા જો ॥ એ રાગ.

ભક્ત તણા ભય હરનારા નિલકંઠ છે જો ॥ શેવક જન

નાં દેખી ન શકે દુખજો ॥ શરણાંગત વછળ તો શંકર છે સદા જો ॥ શેવે તેને આપે સઘળાં સુખ જો ॥ ભકત ॥૧॥ એક સમે બનીયુ સંવત અગીયારમાં જો ॥ વ્યાસ કડુજી શેવા કરતો ત્યાંય જો ॥ બીલીનાં પત્રો અરપેલાં બાચકે જો ॥ માથા કેરા વાળ પડેલા માંય જો ॥ ભકતો૦ ॥૨॥ રાભાંણા રજપુતો રહેતા ગામમાં જો તેના સાંમાવાળો બીજો કોયજો ॥ ઓચીંતો આવ્યો તે શીવના ધામમાં જો ॥ કેશ જોઇને કેહેવા લાગ્યો સોય જો ॥ભકતો૦ ॥૩॥ અલ્યા કડુજી માથે શ્રીમાહાદેવને જો ॥ હુ દેખુછુ ઉગેલા છે વાલ જો ॥ ભયને મારે કડુજીએ હાજી ભણ્યું જો ॥ વીચાર કરતાં પડી પેટમાં ફાલજો ॥ભકતો૦ ॥૪॥ રીસ કરી રજપુત પછી એમ બોલીઓ જો ॥ પથરમાં તે કયાંથી ઉગે વાલજો ॥ કાંમણ કાંય કરે છે મુજને મારવાજો ॥ માટે તારો કરવો મારે કાલજો ॥ભકતો૦ ॥૫॥ ઓત્સવો દને હું આજ થકી દીન આઠમેજો ॥ પાછો આવી સઘલો શોધ કરેશજો ॥ વાલ ઉગેલા નહી દેખુ માહાદેવનેજો ॥ વલતી તારા શીરનો છેદ કરેશજો ભકતો૦ ॥૬॥ એમ કહી રજપુત ગયો ઘેર એહનેજો ॥ પડયો કુડુજી કેરા મનમાં ત્રાશ જો ॥ કેશ નહીં ઉગેલા દેખે શીવનેજો ॥ નિશે પાપી કરશે મારો નાશજો ॥ભકતો૦ ॥૭॥ એમ વીચારી શીવ પર બેઠો આદરીજો ॥ અંન ઉદક લેવાનો કીધો ત્યાગ જો ॥ ધ્યાંન ધરી બેઠો વલતી માહાદેવનુજો ॥ ઉપજયો સારો શીવ પદમાં અનુરાગજો ॥ભકતો૦ ॥૮॥ ચ્યાર દીવસ સુધી તે એકે આસનેજો ॥ શીવ પદમાંથી ચી

ત્ત ચલે નહી લેશજો ॥ અડધી રાત્યે શીવ સપનામાં આવીઆજો ॥ શંકર કેહે શા માટે સેહેછે કલેશજો ॥ ભકતો૦ ॥૯॥ ખાવ પીયોને ઘેર જઇ ખુશીમાં રહો જો ॥ મારે માથે હું દેખાડેશ વાલજો ॥ રીસ ભરયો ર જપુત જશે તે તાંણુવાજો ॥ લોહી લાગ્યાથી કરેશ એ નો કાલજો ॥ભકતો૦॥૧૦॥ જો વિસ્વાસ ન આવે તારા મંનમાંજો ॥ તો આ સામો કડુવો લીમડોજેહજો ॥ ડેરા ઉપર ડાલ રહેલુ જેટલુંજો ॥ મીઠુ દુધ સરીખુ થાસે તે હજો ॥ભકતો૦ ॥૧૧॥ સાચુ માની શીરા નમાવ્યુ શીવનેજો ॥ શંશે મુકી ગયો પોતાને ઘેરજો ॥ પરભાતે આવ્યો તે શીવને પુજવાજો ॥ લીમડો ચાખ્યો થઇ આનંદની લેહેરજો ॥ભકતો૦ ॥૧૨॥ રીસ ભરયા રજબુત પછી ત્યાં આવીયોજો ॥ કરૂણા સીંધુ શીવ શીર દીઠા કેશજો ॥ સમીપ જઇને જોયુ રૂડી રીતથીજો ॥ મુઢેજાણુ રચના કીધી બેશજો ॥ભકતો૦ ॥૧૩॥ મુઠીમાં ઝાલીને મુઢે તાર્ણાઆજો ॥ અંગે લાગી રૂદીર કેરી ધારજો ॥ ખાલ સહીત તે કેશ બધા ઉપડી ગયાજો ॥ તે દેખી ભય પામ્યો મુઢ ગમારજો ॥ભકતો૦ ॥૧૪॥ કોપ થયો શંકરનો વસતી અતી ઘણીજા ॥ રાભાંણોનુ કાઢી નાંખ્યુ મુલજો છોટમ કહે શંકર દીન બંધુછેશદાજો ॥ શેવક ઉપર સદા રહે અનૂકુલજો ભકત તણા ભય હરનારા નિલકંઠ છેજો ॥૧૫॥

समाप्त.

## जाहेर खबर.

આ ચોપડી જે સદગ્રહસ્થોને જોઇતી હોય તેમણે નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીંમતે મંગાવી લેવી બહાર ગામના લોકોએ વધુમાં ટપાલ ખરચ મોકલવુ

નડીઆદમાં--ત્રવાડી વઇજનાથ દુલવરાંમની પાસેથી ઠો. નાગરવાડામાં

અમદાવાદ ખાડીઆમાં શોભારામ સુરતીની પોલમાં ઇચ્છાશંકર દુલવરામ પાસેથી મલસે

સુણાવ--ત્રવાડી વઇજનાથ પોતે પ્રસીધ્ધ કરનાર પાસેથી

---

થાલ રાગ ગરબી.

આરોગો શંકર સ્વાંમી ॥ તમો છો અંતરજામી ॥ પુર
ણ બ્રહ્મ અનેક નાંમી ॥આરોગો૦ ॥૧॥ ભુખ્યા તમે ભા
વતણા કહાવો ॥ શંભુજી જમવાને આવો ॥ સેવક જન
ને દીજે લાહાવો ॥આરોગો૦ ॥૨॥ કાહાવો છો ભીક્ષા-
ના ભોગી ॥ તમે છો નિરંજન જોગી ॥ આદ્યે અંત્ય અ
સીપદ રૂપે થઇ ॥આરોગો૦ ॥૩॥ સાંમગ્રી સારી મેહે કી
ધી ॥ પાંચે પકવાંન નાના વીધી ॥ ભાજી છત્રીસે કીધી
॥આરોગો૦ ॥૪॥ અથાંણાં વીધ વાધનાં આંણી ॥ આ
રોગો પીનાક પાંણી ॥ દાસનો ભાવ રૂદે જાંણી ॥આરો
ગો૦ ॥૫॥ રાઇતાંને ચટણી છે સારી ॥ આંણુ જલ ઉત
મ જાઉંવારી ॥ સુદ્ધ આચમન કરી લો સોપારી ॥આ
રોગો૦ ॥૬॥ મઆને મેહેર હવાં કીજે ॥ દાસ જાણીને દ
રશન દીજે ॥ ત્યારે તો કારજ સઉ સીજે ॥આરોગો૦॥૭॥

થાલ

મહીસાસુર મથનીરે માય ॥ આરોગો અંબે ॥ તમે કરો
સેવકને સાહ્ય ॥ શીરભુજ અચી લંબે ॥૧॥ એવી અક
લીતછોરે અંબાય ॥ સચરાચર વાસ ॥ તમે મેહેર કરી
તે માય ॥ ગુણ ગાશે દાસ ॥ ૨ ॥ હવે સોવ્રણે ક
રીરે થાલ ॥ માજી મેહે આંણી ॥ ભોજન કરવાને કાજ
॥ દાસ મુખ કહેવાંણી ॥૩॥ મેતો પ્રીત્યે કરચાંરે પકવા
ન ॥ સુંદીર સૂખડલી ॥ માજીનું જોતાં મુખ ॥ ભાગેભુ
ખડલી ॥૪॥ મેતો સુંદીર કીધાંરે શાક ॥ બહુ નાનાંવી
ધી ॥ મેતો પ્રીત્યે નીપાવોરે પાક ॥ સાહીત્યં સહુ કીધી
॥૫॥ રંભાફળ આદેરે માય ॥ મેના સઉ આંણી ॥ શુદ્ધ

આચમન કરવા કાજ ॥ સુંદર છે પાંણી ॥૬॥ માઆ રો ગો મુખવાસ મુખ સુંદર થાયે ॥ મા પ્રીત્યે આપો પ રસાદ ॥ દાશ મયો ગાએ ॥૭॥

પારવતીનો થાલ રાગ ધોળ

પારવતી માતાની શોભા સી કહુ વીધ વીધ પેરેતે કીધાં પકવાંનજો શેવ સુવાલી સલીત કરી તે લાખશી ॥ અનેક પ્રકારે કીધાં ઉતમ ધાંનજો ॥ પારવતી માતાની શોભા સી કહુ॥૧॥માત ભાતીનાં ભજીયાં કીધાંભાવથી ॥ લાડુ ઘેબર પુડાને દુધપાકજો ॥ રસીક ભલી મા કીધાં છેતેરોટલી ॥ વેઢમીમાંતો દીધો સુંદર વાકજો ॥ પારવતી માતાની શોભા સી કહુ ॥૨॥ તલાંબલાં એચુરમાં કીધાં કોડથી ॥ પાપડ પુરી માલપુવા મીષ્ટાંનજો ॥ ઉતમ ભાંતે કીધાં છે અતી ઘણાં પાંક શાંસ્ત્ર નુ છે તુજ માં બહુ જ્ઞાંનજો ॥ પારવતીમાતાની શોભા સી કહુ ॥૩॥ પ્રીત્યેથી પકવાંન કરાં મા અતી ઘણાં શાકરીયો શીરો ને વલી કંસારજો ॥ અનેક ભાતે કીધાં છે મા અતી ઘણાં તેનો તો કાંય ગણતાં ન આવે પારજો ॥ પારવતી માતાની શોભા સી કહુ ॥૪॥ ભાતી અને કે ભાત કરો ભાવથી ॥ લોચા દાલ લવંગે વાશો કુરજો ॥ કઢી તણી રચનાતો કોને આવડે ॥ તે કીધુ છે ભાવ ધરી ભરપુરજો ॥ પારવતી માતાની શોભા સી કહુ ॥૫॥ રસોઇતો કીધી છે રૂડી રીતથી ॥ સ્નેહ કરીને શીવને અરપણ કીધ જો છોટમનો સ્વામી શંકર રીઝી ગયા પારવતીને તુરત પરપદ દીધજો ॥ પારવતી માતની શોભા શી કહુ ॥૬॥

પદ ૧૧૨ ગણપતી ની આરતી

જે ગણુપતી રાયા જે ગણુપતી રાયા નામ નીરંતર જપ
તાં વ્યાપે નહી માયા જેદેવ જેદેવ ॥૧॥ હસ્તી વદન ક
રૂણા કર એક દશન રાજે એક દશન રાજે કરણે કુંડલ
સોભે સહુ સંકટ ભાજે ॥ જેદેવ જેદેવ ॥૨॥ શેવંત્રાનો
હાર વળી મુગતા માલા વલી મુગતા માલા ગુણ સા
ગર અતી નાગર ગણુપતી દુંદાલા ॥ જેદેવ જેદેવ ॥૩॥
ચારે ભુજમાં ચાર ફરશી કમલ માલા ફરશી કમલ મા
લા ॥ મોદક ભોજન શોભે જેશંકર બાલા જેદેવ જેદેવ
॥૪॥ મહીમા અગમ અપાર સુખના છો સીંધુ સુખ કેરા
સીંધુ છોટમ શરણુ તમારા શેવે દીન બંધુ ॥ જેદેવ જેદે
વ ॥૫॥

હનુમાંનજીની આરતી.

જે હનુમંત બંકા જે હનુમંત બંકા તે સાગર ઓલંગી
ઘેરી ઘડ લંકા જેદેવ જેદેવ ॥૧॥ સમરથ નહી કોય એ
વો બીજો તુજ ટાલી બીજો તુજ ટાલી ॥ રાવણ બાગ
ઉજાડી લંકાગઢ બાલી જેદેવ જેદેવ ॥૨॥ તુ સરવેથી
સામરથ બીજો નહી એવો સીતાની સુધી લાવો નહી
કઇ તમ જેવો ॥ જેદેવ જેદેવ ॥૩॥ વાનર હરશ પમાડ
યા સુખ સહુને દીધુ સુખ સહુને દીધુ ॥ આમ તણાં ફલ
ખાધાં સહુ કારજ સીધુ ॥ જેદેવ જેદેવ ॥૪॥ રામ ચંદ્ર
ને વાત સીતાની કીધી છોટમ રઘુવર ચડીઆ તાં દુંદ
ભી દીધી જેદેવ જેદેવ ॥૫॥

શ્રીપાડાદેવની આરતી લખી છ

જે શીવ ઉંકારા જે શીવ ઉંકારા અખાલેસ્વર અવીના-
શી સરવે ગુણ સારા ॥ જેદેવ જેદેવ ॥૧॥ દશ ભુજને

પંચા નન શોભે સુખકારી શોભે સુખકારી ॥ અદભુત રૂપ અનોપંન શંકર ત્રીપુરારી ॥ જેદેવ જેદેવ ॥૨॥ અર્ધ ચંદ્ર શશી શિર મુંડતણી માલા ॥ મુંડ તણી માલા અકળીત રૂપ અનોપમ શશી શોભીત ભાલા ॥ જેદેવ જેદેવ ॥૩॥ નીલકંઠ લોકેસ્વર શંકર ત્રીપુરારી શંકર ત્રીપુરારી ॥ અદભુત રૂપ અનોપમ શોભા છે સારી ॥ જેદેવ જેદેવ ॥૪॥ ત્રી નયન પાંણીપી નાક ઉમયા અર્ધંગે શીશ જટામાં ગંગા નાના જણ સંગે ॥ જેદેવ જેદેવ ॥૫॥ નંદી વાહન ઉતમ શોભા છે સારી શોભા છે સારી ॥ અદભુત રૂપ અનોપમ છોટમ બલી હારી જેદેવ જેદેવ ॥૬॥

### મહાદેવજીની આરતી

જય હરી હરા જય હરી હરા ગંગાધર ગંગાધર ઈશ્વર ઓમકારા જય દેવ મહાદેવ ॥૧॥ નંદી વાહન ખગ વાહન શિવ ચક્ર ત્રિશુળ ધારી ત્રિપુરારી મોરારી કર કમળા ધારી જયદેવ મહાદેવ ॥૨॥ વાઘંબર પીતાબર શિવ શ્યામે પહેર્યા કમળ નયન કેશવને શિવને ત્રણ નયણાં જયદેવ મહાદેવ ॥૩॥ લક્ષ્મિવર ઉમયાવર શંકર શામળીઆ નટવર હરીવર સ્વાંમી અકાંતે મળીઆ જયદેવ મહાદેવ ॥૪॥ ચંદ્રાર્ચિત કેશવને શિવને ભસ્માંગે રામા હૃદયા રાખ્યાં ઉમિયા અર્ધાંગે જયદેવ મહાદેવ ॥૫॥ કૌસ્તુભમણી કેશવને શિવને હળાહળમુક્તાફળ માધવને શિવને રૂંઢમાળા જયદેવ મહાદેવ ॥૬॥ વૈકુંઠેવસે વિશ્વાંભર શિવજી કૈલાસે હરિ કાળા હર ગોરા એક એકને ધ્યાને જયદેવ મહાદેવ ॥૭॥ એ બે એક સ્વરૂપ અં

તર નવ ગણુશો ભવ ભુવરનેભજતાં ભવસાગર તરશો જયદેવ મહાદેવ ॥૮॥ શિવ વિષ્ણુંની આરતિ જેકોઇ ગાશે ભણે શિવાનંદ સ્વામી મનવાંછીત થાશે જયદેવ મહાદેવ ॥૮॥ જય હરી હરા.

પારવતીની આરતી

જે ઉંમયા મામા જે પારવતી માતા આરતી કરૂં મા તારી આપો સુખ સાતા જેદેવી જેદેવી ॥૧॥ તુ શકિત શરવેશ તુ જગની માતા તારે શરણે આવે તુ સુખની દાતા જેદેવી જેદેવી ॥૨॥ તુ ઉમયા તુ અંબા તુ જગની કરતા તુ અખલીસ્વર દેવી તુ દુખની હરતા જેદેવી જેદેવી ॥૩॥ તૂ રહી શીવ અરધાંગ સરજે ને પાલે મા સરજે ને પાલે તૂ જમ પુરમાં જાતા જન પાછા વાલે જેદેવી જેદેવી ॥૪॥ આદી મધ્ય ને અંત તુ એકજ દેવી તુ એકજ દેવી જોટમ શરણે આવ્યો પદ તારા શેવી જેદેવી જેદેવી ॥૫॥

માતાજીની આરતિ.

જય ત્રિપુરા બાળામા જય ત્રીપુરા બાળા માતા તું છે મોટી તને ભજે તારા જયદેવી જય૦ ॥૧॥ તારો ચેલો ગોચરખર ખાંડા ધારે મન ડગે નહીં જેનું તે ઉતરે પારે જય૦ જય૦ ॥૨॥ ઝીણામાં ઝીણો થઇ જે તુજને ભજશે લેશે મોટાઇ મોટી અર્થ તેનો સરશે જય૦ જય૦ ॥૩॥ ગુરૂ વિના જે જ્ઞાન કરે તે સર્વે ખોટું ગુરૂતો પદાર્થ મોટામાં મોટું જય૦ જય૦ ॥૨॥ જય બહુચરબાળે મા શ્રી-બહુચરબાળે વિશ્વ વિનો દીની નીલે મધુપાન વિલોલે જય૦ જય૦ ॥૫॥ વામી દૃષ્ટે બાળા બાળક સામું જોજે

જે જન કોઇ તમારા દુઃખ તેનું ખોજો જયે૦ જય૦ ॥ ૬॥ શિવ શકિતની આરતિ જે કોઇ ગાશે ભગે, શિવા નંદ શ્વામી કૈલાસે જાશે જય૦ જય૦ ॥૭॥ જય ત્રિપુરા બાળામા.

રાગ બેહુાગડો.

પોઢો સીવરાય ગીરી કૈલાશ ॥ સેવક જનને સાહ કરીને ॥ પુરો સહુની આશ ॥ પોઢો૦ ॥ટેક॥ અરધાંગે ઉભી પાજી બીરાજે ॥ ગંગા તમારી પાસ ॥ સરવસુખ એક અંગમાંહે ॥ છેપડ બ્રંહ્માંડમાંવાસ ॥પોઢો૦ ॥૨॥ બ્રહ્મા સ્તુતી કરે નારદ નાચે ॥ કુસુમ વૃષ્ટી થાય ॥ જય જય જય ત્રીલોકના શ્વાંમી ॥ કરો સહુને સાહ ॥પોઢો॥ માત તાતને ભ્રાત માહારે॥ સ્વામી મનવશ્વાસ ॥ કરજોડી ને કરે વીનતી ॥ મયો તમારો દાસ ॥પોઢો॥૩॥

રાગ બીહાગડો

સેજે શંકર રાય ॥ પોઢો પીઆ સેજે શંકર રાય ॥ સીધુ શીતા પતી રટ નીશદન ॥ મદન દહન સુખ દાય ॥ પોઢો૦ ॥૧॥ કુશમ શેજા પુસ્પપીછોડી ॥ તા પર દીજે પાય સઈલ સુતા ઠાડી કર જોડી ॥ ગંગાઢોલે વાય॥પોઢો શીવ ॥૨॥ ઇંદ્ર અમર સંઅંકરત જય જય ॥ વીરચી જય પદ ધાય ॥ જગત તાત પોયા પ્રાણજીવંન તુમ ॥ દાંનવ કે વરદાય ॥ પોઢો૦ ॥૩॥ પ્રકડ સુત અરૂ ગઉતમ રૂષીસુ ॥ શોભાબનીકેઅનાય ॥ દાશ રણછોડ બેઠી મહેકા મુખ આગે જશ ગાય ॥પોઢો૦ ॥૪॥